# PANDITA RAMABAI'S TESTIMONY.

---

# પંડિતા રમાબાઈની સાક્ષી

જેમના હાથ નીચે

હજારો અનાથ અને નિરાધાર કન્યાઓ તથા

બાળવિધવાઓ કેવળ પ્રભુ ઉપર વિશ્વાસ રાખી

ઉછેરવામાં આવી હતી.

---

PRINTED AT THE MISSION PRESS, SURAT,
BY R. S. DICKEY, FOR THE PUBLISHER,
MRS. E. G. EATON, BANGALORE.

# પંડિતા રમાબાઈની સાક્ષી.

જેમના હાથ નીચે હજારો અનાથ અને નિરાધાર કન્યાઓ તથા બાળવિધવાઓ કેવળ પ્રભુ ઉપર વિશ્વાસ રાખી ઉછેરવામાં આવી હતી.

"જે બાપે.....અંધકારના અધિકારમાંથી આપણને છોડાવ્યા, તથા પોતાના પ્રિય પુત્રના રાજ્યમાં પાર પાડ્યા તેની ઉપકારસ્તુતિ કરો." કલો. ૧; ૧૨, ૧૩.

"જે સ્તુત્યાર્પણ ચઢાવે છે તે મારો મહિમા પ્રગટ કરે છે." ગી. શા. ૫૦; ૨૩.

"કેમકે તારી કૃપા જીવન કરતાં સારી છે, મારા હોઠો તારી પ્રશંસા કરશે." ગી. શા. ૬૩; ૩.

# સાક્ષી.

## પ્રકરણ પહેલું.

"ઇસુ તેને કહે છે કે, તારે ઘેર તારાં સગાંઓની પાસે જા, ને પ્રભુએ તારે સારૂ કેટલું બધું કર્યું ને તારા પર દયા રાખી, તેની ખબર તેઓને આપ." માર્ક ૫ ; ૧૯.

"હે ઇશ્વરથી બિહીનારાઓ, તમે સર્વ આવીને સાંભળો, એટલે તેણે મારા આત્માને સારૂ જે કીધું છે તે હું પ્રગટ કરીશ." ગી. શા. ૬૬ ; ૧૬.

મારા પિતાશ્રી મંગલોર તાલુકાના મૂળ વતની હતા, પણ મહેસુરના રાજ્યની સરહદ પર આવેલા પશ્ચિમઘાટના એક શિખર પરના ઘાડા જંગલમાં રહેવાનું તેમણે પસંદ કર્યું, અને ત્યાંજ પોતાને માટે એક ઘર બંધાવ્યું. આ પ્રમાણે વતન છોડી દૂર જઇ વસવામાં તેમનો એ હેતુ હતો કે, દુનિયાના ઘોંઘાટથી દૂર રહી પોતાના ઇષ્ટ દેવોની પૂજા-ભક્તિ એકનિષ્ઠાથી કરી શકે, અને એમાં કોઇ પણ જાતની હરકત થાય નહિ.

તેઓ પોતાનું ભરણપોષણ ડાંગરનાં ક્યારડાં અને નાળિએરનાં ઝાડ કે જે પોતાની માલીકીનાં હતાં, તેની ઉપજમાંથી કરતા. જે જગા પર તેમણે ઘર બાંધ્યું હતું તે જાત્રાનું પવિત્ર ધામ છે, એમ પાછળથી માલમ પડયું. આખું વરસ અહીં જાત્રાળુઓ આવતા જતા હતા. પરોણાચાકરી કરવી એ એક અગત્યનું ધર્મનું અંગ છે, એ સમજથી મારા પિતાશ્રી બધા જાત્રાળુઓને પોતાનાજ ખર્ચથી જમાડતા, અને સારી રીતે તેમની ખાતરબરદાસ કરતા હતા. તેઓ તેર વરસ સુધી અહીં રહ્યા, તે દરમિયાન એજ પ્રમાણે શાંતિથી ધર્માચાર કર્યા કર્યો. પરંતુ આ જથુના ભારે ખર્ચથી તેમની મિલ્કત ખૂટી પડી, તેથી ઘર છોડી જાત્રાળુ તરીકેની પોતાની જિંદગી શરૂ કરવાની તેમને ફરજ પડી. જે વખતે અમે ઘર છોડયું, તે વખતે મારી ઉમર કેવળ છ મહિનાની હતી એમ મારી માતુશ્રી કહેતાં હતાં. મને એક નેતરની બનાવેલી પેટીમાં બેસાડી, એક માણસની પાસે ઉચકાવી, પર્વતો ઉપર અને ખીણોમાં પોતાની સાથે સાથે ફેરવતાં હતાં. આ પ્રમાણે જ્યારથી હું છેકજ નાની હતી ત્યારથીજ જાત્રાળુ તરીકેની મારી જિંદગીની શરૂઆત થઇ. અમારા કુટુંબમાં હું તો સૌથી નાની હતી.

મારા પિતાશ્રી એક ચુસ્ત હિન્દુ હતા અને નાતજાત તથા ધર્મના બીજા રીતરિવાજોને મજબુત રીતે વળગી રહેનાર હતા, તેમ છતાં યોગ્ય લાગે ત્યાં જોઇતો સુધારો કરવાનું ચૂકતા નહિ. સ્ત્રીઓને તથા શુદ્ર કોમના લોકોને સંસ્કૃત ભાષા શિખવવામાં અને વેદ સિવાયના બીજા ધર્મગ્રંથો વાંચવા દેવામાં કેમ બાધ ગણવામાં આવતો હશે, એ બાબત તેઓ સમજી શક્યા નહિ. છેવટે નાત બહાર મૂકાવાનું જોખમ ખેડીને પણ મારા પિતાશ્રીએ મારાં માતુશ્રીને સંસ્કૃત ભાષા શિખવવાનો દૃઢ ઠરાવ કર્યો.

બીજાઓને બોધ કરવા કરતાં પોતે પોતાને ઘેરજ તેની અજમાયશ કરી જોવાનું તેઓએ વધારે યોગ્ય ધાર્યું. મારાં માતુશ્રી એક લાયક વિદ્યાર્થી માલમ પડયાં અને તેઓ અથાગ મહેનત લઇ સંસ્કૃત ભાષા શીખવા લાગ્યાં, જેથી થોડાજ વખતમાં તે ભાષા પર તેમણે સારો કાબુ મેળવ્યો. તેઓ ઘરનાં દરેક નાનાં મોટાં કામો કરતાં—રાંધતાં, ધોતાં, બાળકોની સંભાળ લેતાં, પરોણાગત કરતાં અને એ પ્રમાણે એક ખરાં ધાર્મિક માતા તરીકેની દરેક ફરજો બજાવતાં હતાં. મોડી રાત સુધી તેઓ પુરાણોનો નિયમિત અભ્યાસ કરતાં, એ પ્રમાણે તેમના સતત અભ્યાસથી તેમણે હિન્દુ ધર્મગ્રંથોનું ઘણું બહોળું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

મંગલોર તાલુકાના બ્રાહ્મણ પંડિતો કે જેઓ મારા પિતાશ્રીના વતનની નજદીકના હતા, તેઓએ મારા પિતાશ્રીના આ કામ સામે સખત વાંધો ઉઠાવ્યો; અને તેમને કહ્યું કે, તમારે તમારી સ્ત્રીને દેવોની પવિત્ર ભાષા (સંસ્કૃત) શિખવવાનું એકદમ બંધ કરવું. આ પ્રકારનો વાંધો ઉઠાવશે એ વાતની મારા પિતાશ્રીને પ્રથમથીજ ખબર હતી, તેથી તેમણે પોતાના બચાવની બધી તૈયારી આગળથીજ કરી રાખી હતી, હિન્દુ ધર્મગ્રંથોનો તેમને બહુજ બહોળો અભ્યાસ હતો; તેથી તેમણે દરેક ધર્મગ્રંથોના જે જે અધ્યાયો અને કલમો સ્ત્રીઓને તેમજ શુદ્રોને સંસ્કૃત ભાષા અને ધર્મગ્રંથોનો અભ્યાસ કરવાની છૂટ અને સત્તા આપે છે, તે તે અધ્યાયો અને કલમો એક પછી એક વાંધો લેનાર બ્રાહ્મણો આગળ કહી બતાવી તેમનાં મોં બંધ કર્યાં. જ્યારે તેઓ જાતે કંઇ કરી શક્યા નહિ, ત્યારે તેઓએ મારા પિતાશ્રીના આ કામને ધર્મ વિરૂદ્ધનું ઠરાવી તે સંબંધી તે ધર્મના મુખ્ય ધર્મગુરૂ પર લખાણ કર્યું. તેથી તે ધર્મગુરૂએ મારા પિતાશ્રીને બ્રાહ્મણ પંડિતોની મહા સભામાં તેમની આગળ હાજર થઇ પોતાના આ અઘટિત કામનો જવાબ આપવા ફરમાન આપ્યું, અને જો હાજર નહિ થાઓ, ને સંતોષકારક જવાબ નહિ આપો તો તમને નાત બહાર મૂકવામાં આવશે એ પણ સાથેજ જણાવી દીધું; તેથી કૃષ્ણપુર અને ઉડુપી ગામો કે જે માધવાચાર્યનાં મુખ્ય સ્થાન હતાં, ત્યાં મારા પિતાશ્રી હાજર થયા.

મુખ્ય ધર્માચાર્ય અને પંડિતોની મહાસભામાં હાજર થઇને મારા પિતાશ્રીએ મારાં માતુશ્રીને શિક્ષણ આપવાનાં યોગ્ય કારણો આપ્યાં. પુરાતન ધર્મગ્રંથોમાંથી દાખલા દલીલો આપીને મહાસભાના ધર્માચાર્યો અને પંડિતોને ચોકસ ખાતરી કરી આપી કે, સ્ત્રીઓને તેમજ શુદ્ર કોમના લોકોને સંસ્કૃત ભાષા અને ધર્મગ્રંથોનું શિક્ષણ આપવામાં તેમણે કંઇ પણ અઘટિત કામ કે શાસ્ત્ર વિરૂદ્ધ કર્યું નથી. તેઓ ત્યાં પણ નિર્દોષ ઠર્યા. ત્યાર પછી કોઇએ પણ તેમના કામમાં વાંધો લીધો નહિ, પણ ઉલટા તેઓ એક ખરા સુધારક તરીકે લેખાવા લાગ્યા. આ કામ માટે કેટલાક લોકો તેમને વખાણતા, અને બીજા કેટલાક વખોડતા. પણ બીજાઓ તેમના વિષે શું ધારે છે, અથવા શું કહે છે, તે પર ધ્યાન નહિ આપતાં તેમને પોતાને જે ખરૂં તથા વ્યાજબી લાગ્યું તે તેમણે કોઇની પણ પરવા રાખ્યા વિના કર્યા કર્યું, એટલે મારાં માતુશ્રી, ભાઇબહેન તથા બીજાઓને શિક્ષણ આપવાનું કામ ચાલુજ રાખ્યું.

હું જ્યારે આસરે આઠેક વરસની થઇ ત્યારે મારાં માતુશ્રીએ મને શિક્ષણ આપવાનું શરૂ કર્યું, અને પંદર વરસની થઇ ત્યાં સુધી તે જારી રાખ્યું, એટલા વખતમાં મારો અભ્યાસ એવી સારી સ્થિતિએ પહોંચ્યો કે, બીજાઓ તરફથી નહિ જેવી મદદ મળવા છતાં પણ હું મારો અભ્યાસ મારી પોતાની મેળે આગળ ચલાવી શકું. તે અરસામાં કન્યાઓ અને સ્ત્રીઓ વધારે ઉંચું શિક્ષણ લઇ શકે તેવી કોઇ સારી શાળા હશે કે નહિ તેની મને ખબર નહોતી. વળી અમે બહારની દુનિયાના સંબંધમાં આવીએ એ વાત અમારાં માબાપને પસંદ પણ નહોતી, તેઓની ઇચ્છા તો એજ હતી કે, અમે ચૂસ્ત રીતે હિન્દુ ધર્મને અને તેની માન્યતાઓને વળગી રહીએ. સંસ્કૃત સિવાયની બીજી ભાષા શીખવી એ પ્રશ્ન બહારની વાત હતી, કારણ કે વ્યાવહારિક કુશળતા મેળવવી અને બીજી કોઇ પણ કેળવણી લેવી, એ મોક્ષગતિ મેળવવાના ઉત્કૃષ્ટ માર્ગમાં અડચણરૂપ છે. લાખો ને લાખો જનજનાવરના દેહ ધારણ કરવા પડે, અસંખ્ય પ્રકારના રોગના ભોગ થવું પડે, અને વારંવાર મરણો ભોગવવાં પડે એજ તેમની માન્યતા હતી. અંગ્રેજી ભાષા શીખવી અને મ્લેચ્છ (હિન્દુ ધર્મ સિવાય બીજા કોઇ પણ ધર્મનો માણસ) લોકોના સંબંધમાં આવવું એ જાતિધર્મથી ભ્રષ્ટ કરનાર અને ભવિષ્યની બધી આશાઓ તથા સુખોનો નાશ કરનાર છે, એવી માન્યતા હોવાથી ધર્મપુસ્તકોમાં તેની બંધી કરેલી હતી. વસ્તુસ્થિતિ આવી હોવાથી અમે કેવળ સંસ્કૃત વ્યાકરણ, શબ્દકોષ, પુરાણ, તથા અર્વાચીન કાળના તેજ ભાષામાં લખાએલા ધર્મગ્રંથનો અભ્યાસ કરી શકયાં. વ્યાકરણ, શબ્દકોષ અને ધર્મગ્રંથો કે જે બધાં કવિતાની કડીઓના રૂપમાં લખાએલાં હતાં, તે બધાં અમારે મોઢે કરવાં પડતાં.

હું જ્યારથી કંઇ પણ યાદ રાખી શકું તેવી થઇ ત્યારથી તો મને બરાબર યાદ છે કે, મારાં માબાપ કેવળ એક પવિત્ર સ્થળેથી બીજે, બીજેથી ત્રીજે એમ અહીંથી તહીં નિરંતર ફર્યા કરતાં. દરેક સ્થળે થોડા થોડા મહિના રહેતાં, પવિત્ર નદીઓ અને સરોવરોમાં સ્નાન કરતાં, દહેરે દહેરે ફરતાં, દહેરાં અને ઘરમાંના દેવોની પૂજા-ભક્તિ કરતાં અને દેવસ્થાનોમાં કે કોઇ સગવડવાળી જગાએ બેસી પુરાણની કથા કરતાં હતાં, એજ કેવળ મારાં ધર્મઘેલાં માબાપનાં નિત્યનિયમિત કર્મ હતાં.

પુરાણની કથા કરવાથી અમને બે પ્રકારના લાભ મળતા હતા. અમારી માન્યતા પ્રમાણે પુરાણવાચનથી પાપથી છુટા થઇ મોક્ષગતિ મેળવવાને લાયક થવાતું એ એક લાભ, અને બીજે ભિક્ષા માગી ભરણપોષણ કરવા કરતાં આ માર્ગે અમને જોઇતાં જરૂરનાં બધાં વાનાં સહેલથી પ્રાપ્ત થતાં. આથી અમારો નિભાવ આબરૂભેર કરી શકતાં હતાં.

પુરાણના વાંચનાર પુરાણી કહેવાય છે. તેઓ હિન્દુ ધર્મના જાહેર ઉપદેશકો હોવાથી લોકપ્રિય હોય છે. પુરાણીઓ કોઇ દેવસ્થાનમાં, કે કોઇ સારા ઝાડ નીચે, કે નદીઓ અથવા સરોવરના કાંઠે બેસી પોતાના હસ્તલિખિત ધર્મગ્રન્થો—પુરાણ એવા મોટા ગડગડાટભર્યા ગંભીર અવાજથી રાગડા કાઢી વાંચે છે કે, દેવસ્થાનોમાં દર્શનાર્થે આવતાજતા તથા રસ્તે ચાલતા લોકો સ્પષ્ટ રીતે સાંભળી શકે છે. પુરાણ સંસ્કૃત ભાષામાં લખાએલું હોવાથી શ્રોતાજનો સમજી શકતા નથી, તેમજ પુરાણીઓ પણ તેમને સ્વભાષામાં સમજાવવાને બંધાએલા નથી. પુરાણ સમજાવવું કે નહિ તે તેમની પોતાનીજ મરજી પર આધાર રાખે છે. કદાપિ જો કોઈ પુરાણીએ સંસ્કૃત ભાષામાંથી લોકોને તેમની ભાષામાં પુરાણ સમજાવવાનું મન પર લીધું હોય તો, જોડી કાઢેલી સાચી જુઠી વાર્તાઓ ઉમેરી, મરીમસાલો ભભરાવી, વાતનું સ્વરૂપ અતિશય મોટું કરી, ભોળા લોકોને ભરમાવી, પોતાના ડોળઘાલુ જ્ઞાનથી તેમને આંજી નાખવાનોજ પ્રયત્ન કરેલો માલમ પડે છે. સાચીજુઠી વાર્તાઓથી પુરાણી વાતો રસિક કરવામાં પુરાણીને કંઈ દોષ લાગતો નથી, કારણ કે એમ કરવાથીજ લોકો ભગવાનનાં નામ અને કામનું વર્ણન સાંભળવા આવે છે, અને તેથી તેઓ પોતાનાં પાપથી શુદ્ધ થાય છે. પુરાણી પુરાણ વાંચવાનું શરૂ કરે છે ત્યારે ભાવિક ભક્તો સાંભળવાને ભેગા થાય છે, ને પુરાણીને ધર્મદાન આપે છે. સાંભળનારા શું કહે છે અથવા શું કરે છે, તે પર ધ્યાન નહિ આપતાં પુરાણી તો પોતાનું વાંચન ચાલુજ રાખે છે. લોકો ગમે ત્યારે જાય, સાંભળે યા ન સાંભળે, એ તેમની પોતાની પસંદગીની વાત છે.

ભાવિક ભક્તજનો પુરાણીની આગળ લાંબાછટ ભોંય પર પડી, પુરાણી તેમજ પુરાણને નમસ્કાર કરી, પોતાના ઉંડા અંતરના ભક્તિભાવ સંતોષે છે; અને પૈસા, વસ્ત્ર, પકવાન, ફૂલ, ફળફળાદિ વગેરે અર્પણ કરે છે. આ પ્રમાણે દાન કરવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે, અને લેનારને કંઈ પાપ લાગતું નથી એવી સાધારણ માન્યતા હોય છે. પુરાણ સાંભળનારાઓ જો કોઈ પુરાણીને દાન આપે નહિ, તો તેણે બીજાં સારાં કર્મોથી જે પુણ્ય પ્રાપ્ત કરેલું હોય તે પણ ધોવાઈ જાય છે. કરેલું દાન કંઈ કીમતીજ હોવું જોઈએ એમ કંઈ નથી. એક મૂઠીભર ચોખા, અથવા ગમે તે જાતનું અનાજ, એક પૈસો કે પાઇ, થોડી કોડીઓ (૬૪ કૉડી=પૈસો) ગમે તે પુરાણીને તો સ્વીકાર્ય છે. "ફૂલ નહિ તો ફૂલની પાંખડી" અથવા કોઈ પવિત્ર મનાએલા ઝાડનું એક પાંદડું દેવોને ચઢાવવામાં આવે તો પણ દેવ તેથી સંતોષી થાય છે. તેની સાથે દાન કરનારા પણ એટલું તો સમજે છે કે, જેટલા પ્રમાણમાં દાન કરીશું તેટલાજ પ્રમાણમાં પુણ્ય પ્રાપ્ત થશે. તેથી તેઓ જાતેજ બની શકે તેટલી ઉદારતાથી દાન કરવાનું ચુકતા નથી. આ પ્રમાણે પુરાણીને પોતાના નિભાવ માટે જેટલું જોઈએ તે કરતાં પણ વધારે અનાયાસે મળી રહે છે.

મારાં માબાપે પણ એજ ધંધો લીધો. અમે બધાં જાહેર સ્થળોમાં બેસી પુરાણ વાંચતાં, પણ લોકોને તેમની ભાષામાં સમજાવતાં નહિ. પુરાણ વાંચવું કે સાંભળવું એ એની મેળેજ પુન્યોત્પાદક છે, એવી માન્યતા હતી. અમારા ભરણપોષણ માટે અમારે કદી પણ ભિક્ષાવૃત્તિ કરવી પડતી નહિ, કારણકે ખોરાકના ખર્ચ ઉપરાંત અમને પુરાણીની કથા કરવાથી નાણાં મળતાં હતાં કે જેમાંથી અમારી જાત્રાનું ખર્ચ બાદ જતાં બ્રાહ્મણોને દાન કરી શકતાં હતાં.

---

## પ્રકરણ બીજું.

જ્યાં સુધી મારા પિતાશ્રીમાં શક્તિ હતી ત્યાં સુધી આ પ્રકારની જિંદગી ચાલી, પણ હવે તેઓ અશક્ત થએલા હોવાથી અમને અમારા જાહેર પુરાણવાચનકાર્યમાં મદદ કરી શકતા નહોતા, અને અમે અમારો નિભાવ કરી શકીએ એવો બીજો કોઇ પણ ધંધો અમને આવડતો નહોતો, કારણ કે હિન્દુધર્મગ્રંથોના ધર્મજ્ઞાન સિવાય બીજી બધી બાબતોથી અમે તદ્દન અજાણપણામાં ઉછરેલાં હતાં.

અમે જાતમહેનતનું કામ કરી શકતાં નહિ, અને ભિક્ષા માગવી એ અમને ગમતું નહિ. અમારાં માબાપની પાસે થોડાં બચાવેલાં રોકડાં નાણાં હતાં. જો એ નાણાંનો ઉપયોગ અમને વ્યાવહારિક કેળવણી આપવા પાછળ કર્યો હોત, તો કોઈ પણ રીતે અમે અમારૂં ગુજરાન

કરી શકત, પરંતુ એવી કેળવણી આપવી એ મારા પિતાશ્રીને પ્રીત બહારની વાત હતી. ધર્મગ્રંથોમાં લખેલી વાતો પર તેમને બેહદ ભરોસો હતો. ઇશ્વર પર શ્રદ્ધા રાખવાથી જે કંઈ જોઇએ તે સર્વ સહેજે મળી આવે છે. શાસ્ત્રનાં એવાં લખાણુથી તેમને હિંમત અને ધીરજ મળી. ધર્મગ્રંથો સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે, જે માણુસો ખાસ અમુક રીતોથી દેવોનું ભજન કરે, બ્રાહ્મણોને દાનધર્મ કરે, અમુક દેવોના નામના જાપ જપે, તેમના નામનાં ભજન ગાયા કરે, અને ઉપવાસ ને તપ કરે—તો દેવદેવીઓ તેમના પર પ્રસન્ન થઈ તેમને દર્શન દે છે, તેમની સાથે વાત કરે છે, અને તેમને જે કંઈ જોઈએ તે તેમને આપે છે. અમે પણુ દેવોને પ્રસન્ન કરી જે વાનાંની અમને જરૂર હતી તે મેળવવા નિશ્ચય કર્યો. ત્રણુ વરસ સુધી બધા પ્રકારની ધર્મક્રિયા કરી, તે દરમ્યાન બીજો કોઇ પણુ ધંધો કર્યો નહિ. છેવટે અમારી પાસે જે થોડા પૈસા હતા તે પણુ આવી ધર્મક્રિયા પાછળ ખરચાઈ ગયા, પણુ **દેવોએ અમને કોઇ પણુ જાતની મદદ કરી નહિ.**

આ પ્રમાણે અમે અમારી મેળેજ અમારા પર દુકાળ વહોરી લીધો, અને તેનાં માઠાં ફળ અમે અનુભવવા લાગ્યાં. અધુરામાં પુરો વળી તેજ અરસામાં મદ્રાસ ઇલાકાના જે ભાગમાં અમે તે વખતે રહેતાં હતાં તે ભાગમાં સખત દુકાળ પડ્યો. દેશમાં અન્નપાણીની પુષ્કળ તાણુ પડવા લાગી. લોકો ભૂખે મરવા લાગ્યાં, અને અમે પણુ બીજાઓની માફક ખોરાકને માટે અહીંથી તહીં ભટકવા લાગ્યાં. ભિક્ષા માગવી કે મજુરી કરવી તે અમને હલકું કામ લાગતું, અને આબરૂભેર અમે અમારો નિભાવ કરી શકીએ એવો બીજો કોઇ ધંધોરોજગાર તદ્દન આવડતો નહોતો, એટલે ભૂખમરા સિવાય બીજાું કંઈ અમારી આગળ નહોતું. મારા પ્રિય પિતાશ્રી, માતુશ્રી અને બહેન એ સઘળાં એક પછી એક થોડા થોડા માસને અંતરે ભૂખના ભયંકર દુ:ખથી મરણુ પામ્યાં!

આ દુકાળનાં દુ:ખો એવાં તો ભયંકર હતાં કે, તેમનું વર્ણુન મારાથી થઇ શકતું નથી. મારો ભાઈ અને હું કેવળ બેજ જણાં જીવતાં રહેવા પામ્યાં. હવે દેવો અમારી ઇચ્છા પૂર્ણુ કરે, તે માટે અમે પવિત્ર સ્થળોની જાત્રા કરવાનું, નદીઓમાં સ્નાન કરવાનું અને દેવદેવીઓની ભક્તિ કરી તેમને પ્રસન્ન કરવાનું જે કામ અમે મન પર લીધું હતું તે અમે ચાલુજ રાખ્યું. તેને માટે ધર્મગ્રંથોમાં જે શરતો બતાવેલી હતી તે અને જે સર્વ નિયમોથી અમે વાકેફ હતાં તે બધાં બહુજ ચૂસ્ત રીતે પાળતાં, છતાં પણુ દેવોએ અમારા પર પ્રસન્ન થઈ અમને દર્શન દીધું નહિ. ઘણાં વરસો સુધીની અમારી આ પ્રમાણેની એકનિષ્ઠાથી કરેલી સેવાભક્તિનું ફળ કંઇજ નહિ મળવાથી જે ધર્મગ્રંથોમાં દેવોને પ્રસન્ન

કરવાનો આવો માર્ગ બતાવેલો છે, તે પરથી અમારો વિશ્વાસ ઓછો થવા લાગ્યો. તો પણ નાતજાતના રીતરિવાજો પાળવા, ધર્મગ્રંથોનો અભ્યાસ કરવો અને દેવદેવીઓનું ભજન કરવું, આ બધું અમે હમેશના નિયમ મુજબ જેમ ને તેમ ચાલુજ રાખ્યું.

અમારા ધર્મ ઉપરથી અમારો વિશ્વાસ ઠંડો થઈ જવાથી અમે વ્યાવહારિક કેળવણી લેવા પાછળ લક્ષ દોર્યું, કે જેથી અમે હવે આબરૂભેર પોતાનું ભરણપોષણ કરી શકીએ. અમારાં વહાલાં માબાપ, અને મોટી બહેનનાં મરણ પછી પણ ત્રણથી વધારે વરસ સુધી એક જગ્યાથી બીજી, બીજીથી ત્રીજી એમ ઘણાં દેવસ્થાનોએ ફર્યાં, ઘણી નદીઓમાં સ્નાન કર્યાં, ઉપવાસ અને તપ કર્યાં, દેવદેવીઓ, બ્રાહ્મણો, ઝાડ, જનાવરો, વગેરેવગેરેની ભક્તિ કરી. કોઈ પણ પ્રકારના સુખસાધન વગર પગે ચાલીને ચાર હજાર માઇલથી પણ વધારે લંબાઇના માર્ગ પર અમે મુસાફરી કરી. આ બધા વખતમાં જો કોઇ માયાળુ માણસ કંઇ ખાવાનું આપે તો તે અમે ખાતાં, નહિ તો ભૂખ્યાં પડી રહેતાં, જાડાં અને સસ્તાં કપડાં પહેરતાં, અને હલકી કોમ સિવાય બીજા હિન્દુ જાત્રાળુઓને મફત પડી રહેવાની ધર્મશાળાઓમાં પડી રહેતાં. અમે દક્ષિણથી માંડી છેક ઉત્તરે કાશ્મીર સુધી અને ત્યાંથી પશ્ચિમે થઈ પૂર્વમાં છેક કલકત્તા સુધી ઈ. સ. ૧૮૭૮ ની સાલમાં ગયાં.

કલકત્તામાં એક વરસ સુધી અમે રહ્યાં, તે દરમ્યાન વિદ્વાન બ્રાહ્મણોના પરિચયમાં આવ્યાં. અહિં એક વખતે અમ બંને ભાઈબહેનને ખ્રીસ્તી લોકોની સભામાં જવાનું આમંત્રણ મળ્યું. આ પ્રકારની સભા એ શું હશે, એની અમને બિલકુલ સમજ નહોતી, કારણ કે અત્યાર સુધી અમે હિન્દુ સુધારકો કે ખ્રીસ્તી લોકોના સહવાસમાં આવ્યાં નહોતાં. અમારા વિદ્વાન બ્રાહ્મણ મિત્રોએ આ આમંત્રણ ખુશીથી સ્વીકારવા માટે અમને ભલામણ કરી, તેથી અમે આ આમંત્રણ સ્વીકાર્યું, અને જિંદગીમાં પહેલીજ વાર ખ્રીસ્તી લોકોની સભામાં ગયાં. ત્યાં ઘણા લોકોને ભેગા થએલા અમે જોયા. તેઓએ અમારો આવકાર ઘણાં માન અને પ્રેમથી કર્યો. સભામાં તરેહવાર ખુરશીઓ, મેજો, બત્તીઓ વગેરે વસ્તુઓનો ઠાઠ હતો, કે જે વસ્તુઓની અમને તો તદન નવાઇ હતી. દેશી લોકોએ પણ અંગ્રેજી ઢબનો પોષાક પહેરેલો હતો. રેવ. કે. એમ. બૅનરજી, અને કાલીચરણ બૅનરજી વગેરે સદ્‌ગૃહસ્થોનાં નામ જો કે બ્રાહ્મણ નામને મળતાં હતાં, પણ પોષાકથી જાણે "સાહેબલોકો"જ હોય એમ જણાતું. આ વિચિત્રતા જોઇ અમે તો આશ્ચર્યચકિતજ થઇ ગયાં. વળી તેઓ બધા અંગ્રેજ લોકોની સાથે બેસીને રોટલી, બિસ્કુટ વગેરે ખાતા અને ચ્હા પીતા. જ્યારે આ નાસ્તામાં ભાગ લેવાનું

તેઓએ અમને કહ્યું ત્યારે તો અમારી અજાયબીનો પારજ રહ્યો નહિ. અમે તો એમજ ધાર્યું કે, હવે જ્યારે બ્રાહ્મણ જેવા લોકોએ પણ અંગ્રેજી લોકોની સાથે ખાવાપીવા જેટલું અધર્મીપણું કરવા માંડયું, ત્યારે તો કલકત્તામાં હડહડતા કળિયુગેજ પોતાનું સંપૂર્ણ સામ્રાજ્ય સ્થાપી દીધું છે.

હવે સભામાં આગળ શું થશે તે જાણવા માટે અમારાં મન બહુજ આતુર હતાં; પણ તેઓ શું કરવાના છે, અથવા આ બધું શું કર્યે જાય છે, તેની અમને મુદ્દલ સમજ પડતી નહોતી. થોડા વખત પછી તેઓમાંના એક જણે એક પુસ્તક ઉઘાડી તેમાંથી કંઈક બધાની આગળ વાંચ્યું; પછી તેઓ બધાં પોતપોતાની ખુરશીઓ આગળ ઘૂંટણે પડયાં. પછી એક માણસે આંખો બંધ રાખી કંઇક મોટે અવાજે કહ્યું, પણ અમે કંઈ સમજી શકયાં નહિ. કોઈ માણસે અમને ધીમે રહી જણાવ્યું કે, આ લોકોની પ્રભુની પ્રાર્થના કરવાની આવીજ રીત છે. અહીં કોઈ પણ જાતની મૂર્તિ કે પ્રતિમા અમારા જોવામાં આવી નહિ, કે જેની તેઓ આ પ્રમાણે ભક્તિ કરતાં હતાં. અમને તો એવીજ ખાતરી થઇ કે, જે ખુરશીઓની આગળ તેઓ નમેલાં છે તેનીજ તેઓ ભક્તિ કરે છે!! ખ્રીસ્તી લોકોની ભજનસેવાની જે ઝાંખી છાપ પહેલવહેલી મારા મન પર પડી તે આ પ્રકારની હતી.

આ માયાળુ ખ્રીસ્તી લોકોએ સંસ્કૃત ભાષામાં લખાએલી પવિત્ર શાસ્ત્રની એક નકલ, તથા બીજી કેટલીએક સારી વસ્તુઓ મને આપી. પુસ્તકોનો બહારનો દેખાવ મને બહુ ગમ્યો. મેં તેમાંનું લખાણ વાંચી જોયું, પણ હું તે લગારે સમજી શકી નહિ, કારણ કે હિન્દુ ધર્મગ્રંથોમાંની સંસ્કૃત ભાષા અને આ પુસ્તકમાંની સંસ્કૃત ભાષામાં ઘણો ફેર પડતો હતો. વળી આ પુસ્તકનો ઉપદેશ પણ હિન્દુ ધર્મગ્રંથોના ઉપદેશથી જુદોજ હતો; તેથી મને તો એમજ લાગ્યું કે, આ પુસ્તક વાંચવું એ કેવળ વખતનો દુરૂપયોગ કરવા બરાબર છે. તેમ છતાં તે દિવસથી તે છેક આજ સુધી મેં કદી પણ આ પુસ્તકને મારાથી દૂર કર્યું નથી. કલકત્તાની સદરહુ સભામાં મેં બે વૃદ્ધ પુરૂષો જોયા હતા, કે જેઓ પવિત્ર શાસ્ત્રના ભાષાંતર કરનાર હતા. તેઓએ પવિત્ર શાસ્ત્રવાચનની મારફતે અમારાં મનના બદલાણ માટે ખાસ પ્રાર્થનાઓ કરી હશે એ નિ:સંશય છે.

---

## પ્રકરણ ત્રીજું.

અમે કલકત્તામાં રહ્યાં તે દરમ્યાન ઘણા વિદ્વાન પંડિતોની સાથે અમને ઓળખાણ થઈ. તેમાંના કેટલાએકે પડદાનસીન સ્ત્રીઓની આગળ "સ્ત્રીઓની શાસ્ત્રાનુસાર ફરજો" એ વિષયો પર ભાષણો

૨૦૪૨૮



આપવાની મને વિનંતી કરી. અમુક વિષય પર ભાષણ આપતાં પહેલાં મારે તે વિષયની બરાબર તૈયારી કરવી પડતી; તેથી કલકત્તામાં પ્રગટ થએલાં હિન્દુ ધારાધોરણનાં શાસ્ત્રો મેં ખરીદ કર્યાં. તે અને તેના જેવાં બીજાં શાસ્ત્રો કે જે વાંચવાથી મને મારા કામમાં સારી મદદ મળે, માટે મેં તેઓનો બરાબર અભ્યાસ કર્યો. આ અભ્યાસથી પહેલાં કદી પણ મારા જાણવામાં નહિ આવેલી એવી ઘણી બાબતોથી હું વાકેફ થઇ. તેમાંના લગભગ દરેક હેવાલનું વર્ણન એક બીજાથી વિરૂદ્ધ—ઉલટા-સુલટી મને જણાયું. એક શાસ્ત્ર એક બાબતને સત્ય ઠરાવે, ત્યારે બીજું શાસ્ત્ર તેજ બાબતને અસત્ય જાહેર કરે. મહાભારત વાંચતાં મને તેમાંથી નીચે મુજબનું લખાણ મળી આવ્યું. "વેદો એક બીજાથી તફાવતવાળા છે; સ્મૃતિ—ધારાધોરણનાં પવિત્ર પુસ્તકો એક બીજાને મળતાં આવતાં નથી; ધર્મનું રહસ્ય કોઈ ગુપ્ત સ્થાનમાં છે; કેવળ એકજ રસ્તો છે કે, મહાજન જે રસ્તે ચાલતા હોય તે રસ્તે ચાલવું."

દરેક બાબતમાં મેં આ પ્રમાણે તફાવત જોયો, પણ બે બાબત સંબંધી સર્વે પુસ્તકો, ધર્મશાસ્ત્રો, અર્વાચીન કે પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો, પુરાણો, વર્તમાનકાળના કવિઓ, અને પ્રખ્યાત ભાષણકારો, તથા ઉચ્ચ જ્ઞાતિના લોકો, એ સર્વે એકમત છે. પહેલી બાબત એ કે, સ્ત્રી માત્ર—ઉચ્ચ કે નીચ—ખરાબ, અતિશય ખરાબ, ભૂતપિશાચથી પણ ખરાબ, તદ્દન અપવિત્ર અને અસત્ય છે. બીજી બાબત, પુરૂષોની માફક સ્ત્રીઓને મોક્ષગતિ મળી શકતીજ નથી, કારણ કે તેઓને તો તેઓનાં કરેલાં પાપકર્મનાં ફળ ભોગવવા લાખો ને લાખો જન્મમરણના ફેરા ફરવા પડે છે, અને આ જન્મમરણોમાં અવર્ણનીય વેદના ભોગવવી પડે છે, તેમાંથી છૂટવાને કેવળ એકજ આશા અને રસ્તો છે કે, તેમણે પોતાના પતિનુંજ ભજન કરવું. પતિ તે સ્ત્રીનો પ્રભુ છે; તેને માટે બીજો કોઇ પ્રભુ નથી. આજ તેણીનો પ્રભુ! ભલેને પછી ગોઠે તો તે મહા પાપી કે મોટો અપરાધી હોય તોપણ **તેજ તેણીનો પ્રભુ છે.** તેણીએ તેનેજ ભજવો જોઇએ. પતિની ખુશી વગર સ્વર્ગ—દેવોના રહેઠાણમાં પ્રવેશ કરવાની સ્ત્રીજાતિએ કદી પણ આશા રાખવી નહિ. પરંતુ જો તેણી દરેક રીતે પતિને ખુશી રાખે તો તેની સાથે સ્વર્ગમાં દાસી તરીકે જવાનો હક મળે, અને ત્યાં હજારો સ્વર્ગ-ગુણકાઓ તેના કે તેની સ્ત્રીના સારા ગુણોના બદલામાં દેવો તરફથી સ્વર્ગે જનાર પતિને મળે છે તેમાંની તે પણ એક થઇને રહે અને ત્યાં પણ તેની સેવા-ભક્તિ કરે.

સ્ત્રીઓને આટલેજ ઉંચે દરજ્જે પહોંચવાની પરવાનગી છે, પણ મોક્ષગતિ—છૂટકારો મેળવવા માટે તો તેણીને અસાધારણ ધર્માચરણો

કરવાની જરૂર છે કે, જેથી તે ધર્માચરણના પ્રતાપે આવતા અવતારમાં તેણી કોઇ ઉચ જ્ઞાતિમાં એક પુરૂષરૂપે અવતરે; અને જો એમ બને તોજ તેણી વેદ અને વેદાન્તોનો અભ્યાસ કરી બ્રહ્મજ્ઞાન મેળવે, અને આખરે તેમાં મળી જાય છે. સ્ત્રીઓને મોક્ષગતિની પ્રાપ્તિના કાર્યમાં મદદરૂપ થઇ પડે તેવાં ધર્માચરણો એ છે કે:—પોતાની સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરી પતિનીજ ઇચ્છાઓને આધીન થવું, પતિને પોતાનો પ્રભુ સમજી મનના પૂરા ભાવથી અને એકનિષ્ટાથી ભજવો, અને પોતાની આખી જિંદગીમાં પતિની હલકામાં હલકી પણ ચાકરી કરવામાંજ આનંદ જાણવો અને માનવો, એ વગર બીજા કશામાં આનંદ માનવોજ નહિ. સ્ત્રીઓને વેદ કે વેદાન્તોનો અભ્યાસ કરવાનો હક નથી, અને સદરહુ અભ્યાસ કર્યા વગર બ્રહ્માની ઓળખાણ થતી નથી. બ્રહ્માની ઓળખાણ વગર છૂટકારો નથી, છૂટકારા વગર મોક્ષગતિ નથી. આ કારણથી કોઇ પણ સ્ત્રી જ્યાં સુધી તેણી સ્ત્રીજાતિમાં છે, ત્યાં સુધી તો તેણીને છૂટકારો કે મોક્ષગતિ પ્રાપ્ત થઇ શકેજ નહિ.

શુદ્ર વર્ણના લોકોને પણ એજ નિયમો લાગુ પડે છે. તેઓએ વેદોનો અભ્યાસ કરવો નહિ તેમજ ધર્મને લગતાં જે કામકાજો કેવળ બ્રાહ્મણોજ કરી શકે છે તે પણ કરવાં નહિ. જો કોઇ પણ શુદ્ર વેદવાંચન સાંભળે તો તે ગુનાહ બદલ તેના બંને કાનમાં સીસાનો ઓગાળેલો રસ રેડી દેવાની શિક્ષા ઠરાવેલી હતી. વળી જો કોઇ શુદ્ર વેદનું એકાદ કે વધારે વાક્ય વાંચવાની હિમ્મત ધરે તો તે ગુનાહ બદલ તેના ગળામાં અતિશય ગરમ કરેલો દારૂ રેડી દેવાની શિક્ષા ઠરાવેલી હતી. આ પવિત્ર નિયમોનું ઉલ્લંઘન કરનાર શુદ્રને જો બ્રાહ્મણની ક્રૂરતાભરેલી દયા પર છોડી દેવામાં ન આવે તો તેને તેજ શિક્ષા અવશ્યજ કરવામાં આવતી હતી. જન્મમરણના ફેરામાંથી છૂટવાની આશા ત્રણે ઉચ વર્ગના લોકોની સેવાચાકરી કરવામાંજ સમાએલી છે. આખી જિંદગી આ ઉચ વર્ણના ગુલામ થઇ તેમની સેવાચાકરી ભાવથી કરે તોજ તે ઉચ વર્ણમાં જન્મ પામવા લાયક થાય છે. લાખો વરસો જતાં કદાપિ તેઓ બ્રાહ્મણકોમમાં જન્મ પામે, વેદ અને વેદાન્તોનો અભ્યાસ કરે, બ્રહ્મજ્ઞાન સંપાદન કરે, અને આખરે તેમાં ભળી જાય. સ્ત્રીઓ અને શુદ્રોના છૂટકારાનો કેવળ એજ માર્ગ ને આશા હિન્દુ શાસ્ત્રો બતાવે છે. બિચારા નીચ વર્ણના લોકો માટે તો કંઇજ આશા નથી, તેઓને પશુના જેવાજ હલકા ગણવામાં આવે છે. તેઓનો પડછાયો અને બોલવાનો અવાજ પણ અશુધ્ધ મનાય છે. જન્મમરણના લાખો ફેરા ફરતાં દૈવયોગે ઉચ વર્ણમાં અવતરે, તે સિવાય તેઓને માટે દેવોના રહેઠાણમાં સ્થાનની કે છૂટકારો મેળવવાની મુદ્દલ આશા નથી.

ઉંચ વર્ણમાં જન્મ પામવા નીચે લખ્યા પ્રમાણે વર્તવાની તેમને જરૂર જણાવેલી છે :—ઉંચ વર્ણના લોકોના બંધી ગુલામ જેવા થઇને રહેવું, ભાંગેલાં મેલાં વાસણોમાં તેઓનો વધેલો ખોરાક ખાવો, તેઓનાં શબ પરથી ઉતારી નાખી દીધેલાં ફાટેલાં ને મેલાં કપડાં પહેરવાં, અને એજ રીતે છેક હલકામાં હલકી આખી જિંદગી ગાળવામાંજ આનંદ માનવો. બ્રાહ્મણવર્ણના કોઇ માણસના પડછાયામાં આવવાથી, અથવા તેના હાથથી નાખેલા પાણીના છાંટા કે ભીનાં કપડાંના છાંટા તેના પર પડવાથી, અથવા તો તેના પર પસાર થતા પવનના સંબંધમાં આવવાથી, નીચ વર્ણના માણસને ફાયદો થાય છે, પણ તેઓને આ પ્રકારે પણ ફાયદો લેવા દેવાથી બ્રાહ્મણ લોકો પોતે પોતાના મહા મહેનતે પ્રાપ્ત કરેલા લાયક ગુણોને ખોઇ બેસે છે.

ઉંચ વર્ણના લોકનાં દેવસ્થાનોમાં નીચ વર્ણના લોકને કદી પણ પેસવા દેવામાં આવતા નથી, તેથી તેઓ બિચારા જે કંઇ બેડોળ પથરા, ભાંગેલાં ઠીકરાં, વગેરે જે કંઇ મળી આવે તે લઇ, લાલ રંગ ચઢાવી, કોઇ ઝાડ નીચે કે રસ્તાની એક બાજુ પર કે જ્યાં કોઇ પણ બ્રાહ્મણવર્ણ ભ્રષ્ટ થવાની દહેશતથી કદી જાય નહિ ત્યાં પોતાના હાથે બાંધેલી નાની દહેરીઓમાં બેસાડે છે, અને તેની સેવાભક્તિ કરે છે. એ પ્રમાણે તેઓ પોતાની સ્વાભાવિક આત્મિક તૃષ્ણાને સંતોષે છે. બિચારા નીચ વર્ણના લોકો ! ! તેમની હાલત કેટલી બધી દુખીઆરી છે તેનો જેણે જાતે અનુભવ કરેલો નથી તેઓ આ વાત સમજી શકે તેમ નથી. તેઓનાં ઘર કોઇ પણ પવિત્ર બ્રાહ્મણનાં પગલાં ન પડે તેવીજ જગાએ દરેક ગામ કે શહેરની બહારજ એક બાજુ પર હોય છે.

સદરહુ બે બાબતો વિષે દરેક ધર્મશાસ્ત્રો એકમત ધરાવે છે. હિન્દુ ધર્મના આ સિદ્ધાંતોનો ઝાંખો ભાસ તો મને મારા બચપણથી હતો, પણ ધર્મશાસ્ત્રોના અભ્યાસે તો મારા મન પર વધારે પ્રબળ છાપ પાડી. મારી આંખો ધીમે ધીમે ઉઘડતી હતી અને સ્ત્રી તરીકેની મારી પોતાની આશારહિત સ્થિતિથી હું વધારે જાગૃત થતી, અને ધર્મ તરફથી મળતા દિલાસામાં મને કંઇ સ્થાન નથી એ બાબતો હું વધારે સ્પષ્ટ રીતે સમજવા લાગી. મારી પોતાની સ્થિતિથી હું તદન અસંતોષી થઇ હિંદુ ધર્મશાસ્ત્રો આપી શકે તે કરતાં મને કંઇક વધારેની જરૂર હતી, પણ તે જરૂર શાની હતી તે હું જાણતી નહોતી.

એક દિવસ કેશવચંદ્રસેન નામના એક સદ્‌ગૃહસ્થે મને અને મારા ભાઇને પોતાના ઘેર નહોતર્યાં. તેમણે અમને સારો આવકાર આપ્યો, અને અમને ઘરની અંદરના ભાગમાં લઇ જઇ પોતાની સ્ત્રીને અને

દીકરીઓને અમારી ઓળખાણ કરાવી. તેમની દીકરીઓમાંથી એકનું લગ્ન કુચબિહારના મહારાજા સાથે તેજ અરસામાં થયું હતું. ચૌદ વરસથી ઓછી ઉમરની કન્યા લેવી નહિ તેમજ દેવી પણ નહિ, એવો કાયદો બ્રાહ્મણકામને માટે હતો; તે કાયદાનું ઉલ્લંઘન કરવા માટે બધા બ્રાહ્મણો અને બીજાઓ આ સદ્‌ગૃહસ્થનાં ઓવારણાં કાઢતા હતા. તેમણે અને તેમના કુટુંબે મારા પ્રત્યે બહુજ મમતા બતાવી, અને જુદાં પડતી વેળાએ તેમણે મને એક વેદનું પુસ્તક આપ્યું, અને વધારામાં મને પુછ્યું કે, તમે વેદનો અભ્યાસ કર્યો છે કે નહિ, ત્યારે મેં ચોખી ના કહી, અને કહ્યું કે, સ્ત્રીજાત વેદ વાંચવાને લાયક નથી તેમ તેમને તેમ કરવાની છૂટ કે પરવાનગી પણ નથી; તેથી જો હું વેદનો અભ્યાસ કરૂં તો ધર્મના કાયદાનો ભંગ કરૂં છું. હિંદુ ધર્મનો મારા મોંથી આવો સ્પષ્ટ ઉપદેશ સાંભળીને તેમને હસવું આવ્યા વગર રહ્યું નહિ. જવાબમાં કંઇ નહિ કહેતાં તેમણે મને વેદો અને ઉપનિષદોનો અભ્યાસ કરવાની સલાહ આપી.

હવે મારા મનમાં નવા નવા વિચારો ઉત્પન્ન થતા હતા. મનને મેં પ્રશ્ન કર્યો કે વેદો અને ઉપનિષદોનો મારે કેમ અભ્યાસ ન કરવો. તરતજ હું એવી માન્યતાને તાબે થઇ કે સ્ત્રીજાતિએ વેદોનો અભ્યાસ કરવો એ કોઇ પણ રીતે ખોટું નથી, તેથી પહેલાં તો મેં ઉપનિષદો વાંચવાં શરૂ કર્યાં, પછી વેદ અને વેદાંતો એમ એક પછી એક બધાં વાંચ્યાં, પણ તેથી હું પોતાને માટે વધારે અસંતોષી થઇ.

આ દરમ્યાન મારા ભાઈનું મરણ થયું. ધર્મ સંબંધી હું બરાબર સારી પેઠે વાકેફ થઇ શકું એવી ઇચ્છાથી મારા પિતાશ્રીએ નાનપણમાં મારાં લગ્ન કરાવ્યાં નહોતાં. મારી મોટી બહેનનાં લગ્ન તો તેણીનીજ ઉમરના એક છોકરા સાથે કરી દીધાં હતાં, પણ તે છોકરાને અભ્યાસ કરવો કે મારી બહેનની સાથે રહી ધાર્મિક જિંદગી ગાળવી એ પસંદ નહોતું. આ પ્રમાણે દરેક રીતે ઉતરતો અને નાલાયક વર મળવાથી મારી બહેનની જિંદગી અતિશય દુખીઆરી થઈ પડી હતી. મારી પણ એજ સ્થિતિ ન થાય એજ મારા પિતાશ્રીની પ્રબળ ઇચ્છા હતી. અલબત, મોટી ઉમ્મરે લગ્ન કરવાં એ કાર્ય પણ કાયદા વિરૂદ્ધ હોવાથી મારા પિતાશ્રીને બ્રાહ્મણ-સમૂહમાંથી લગભગ જુદા કરવામાં આવ્યા હતા. એથી તેમને ઘણુંજ સહન કરવું પડ્યું, છતાં તેઓ પોતાની લાક્ષણિક હિમ્મતથી આવતી બધી મુશ્કેલીઓ સામે દૃઢ રહ્યા; અને જે કામ તેમને પોતાને વાજબી તથા ખરૂં લાગ્યું, તે તેમણે કર્યાંજ કર્યું એટલે મને અભ્યાસ કરવાનો તથા ધાર્મિક જિંદગી ગાળવાનો પ્રસંગ આપ્યો, તેથી હું બાવીસ વરસની થઈ ત્યાં સુધી કુંવારીજ રહી.

હવે મારા પૂર્વજોના ધર્મ ઉપરથી મારો બધો વિશ્વાસ ઉઠી ગયો હતો. આ વખતે મેં એક બંગાળી સદ્‌ગૃહસ્થ સાથે લગ્ન કર્યું હતું. લગ્ન કર્યા પછી બેજ વરસમાં મારા પ્રિય પતિ કોલેરાના ભયંકર રોગથી મરણ પામ્યા, અને હું માત્ર એકલીજ મારા હાથમાં એક નાના બાળક સાથે આ દુનિયાનાં દુઃખો ભોગવવાને પડી રહી !

## પ્રકરણ ૪ થું.

બંગાળા અને આસામમાં હું બધાં મળીને ચાર વરસ રહી, તે દરમ્યાન મેં બંગાળી ભાષાનો અભ્યાસ કર્યો. હું જ્યારે મારા પતિ સાથે સીલ્ચાર, આસામમાં રહેતી હતી ત્યારે અમારી લાયબ્રેરીમાંથી મને એક નાની ચોપડી મળી આવી. આ ચોપડી અહિં શી રીતે આવી હશે તેની મને ખબર ન હતી. મેં તે લીધી અને કાળજીપૂર્વક વાંચવા માંડી. આ ચોપડી બંગાળી ભાષામાં લખાએલી "લુકની સુવાર્તા" હતી, કે જે પવિત્ર શાસ્ત્રનો એક ભાગ છે.

એલન નામના એક પાદરી સાહેબ સીલ્ચારમાં રહેતા હતા, તેઓ વારંવાર મારી મુલાકાતે આવતા, અને સુવાર્તાનો ઉપદેશ કરતા હતા. તેમણે પવિત્ર શાસ્ત્રમાંથી ઉત્પત્તિનો પહેલો અધ્યાય મને સમજાવ્યો. પૃથ્વીની ઉત્પત્તિની જે વાત તેમણે મને કહી, તે બધી પુરાણો અને હિન્દુ ધર્મશાસ્ત્રોમાં લખેલી વાતથી તદન જુદીજ હતી, તેથી તે વાતમાં મને બહુજ રસ પડયો, અને તે વાત સાચી હોય એમ મને લાગ્યું, પણ શા કારણથી તે વાત મને સાચી લાગી, અથવા કયા કારણથી મેં તે સાચી માની લીધી તે હું જાણી શકી નહિ.

હવે મારા પ્રથમના ધર્મ ઉપરથી મારી બધી આસ્થા ઉઠી ગઈ હતી, અને મારૂં અંતઃકરણ કોઇ વધારે સારા ધર્મ માટે ભૂખ્યું હતું, તેથી ખ્રીસ્તી ધર્મ સંબંધી જેટલું બની શકે તેટલું બધું હું આતુરતાથી શીખી; અને જો આ નવા ધર્મથી મને સંપૂર્ણ સંતોષ મળી શકે એમ હોય, તો મારે ખ્રીસ્તી થવાનો ઇરાદો છે, એમ જાહેર કર્યું. મારા પતિ કે જેઓ એક મિશન સ્કુલમાં ભણ્યા હતા, તેઓ બાયબલની બધી વાતો સારીપેઠે જાણતા હતા, પણ ખ્રીસ્તી કહેવાવું તે તેમને ગમતું નહિ, તેમજ હું પણ પ્રગટ રીતે બાપ્તિસ્મા લઈ ધિક્કારાએલી ખ્રીસ્તી મંડળીમાં જોડાઉં તે પણ તેમને ગમ્યું નહિ. તેઓ મારી વાત જાણી બહુજ ગુસ્સે થયા અને કહ્યું કે, હું હવે એલન સાહેબને આપણા ઘેર આવવાની ચોકખી ના કહીશ. જો તેઓ વધારે લાંબો વખત જીવ્યા હોત તો શું પરિણામ આવત, એ હું જાણતી નથી.

મને કોઇ સારા ધર્મની બહુજ અગત્ય હતી. હિન્દુ ધર્મ મને કંઇજ આશા આપતો ન હતો. બ્રહ્મોધર્મમાં કંઇ નિશ્ચિતપણું નહોતું, કારણ કે તે કંઇજ નહિ, પણ કેવળ માણસે પોતે પોતાને માટે ઘડી કાઢેલો એક ધર્મ છે. દરેક જાણીતા ધર્મમાંથી જે જે બાબતો સારી લાગી તે તે બાબતો ચુંટી કાઢી પોતાના ઉપયોગ માટે એક ધર્મ બનાવેલો છે.

આ બ્રહ્મોધર્મને મનુષ્યનં પોતાના સ્વાભાવિક જ્ઞાન અને ભલુંભુંડું પારખવાની અક્કલ, કે જે બંને મનુષ્યમાત્રને સામાન્ય રીતે મળેલાં છે તે સિવાયનો બીજો કોઈ પાયો નથી. આ ધર્મ પણ મને સંતોષ આપી શક્યો નહિ, અને તેથી મને લગારે સંતોષ મળ્યો નહિ, છતાં બીજા હિન્દુ ધર્મના ઉપદેશ કરતાં આ ધર્મમાં બીજી ઘણી સારી વાતો છે, કે જે મને પસંદ પડતી તેથી હું તે માનતી હતી.

મારા પતિના મરણ પછી મે સીલ્ચાર છોડયું, ને પૂનામાં આવી રહી. અહિં હું એક વરસ રહી. આ વખત સુધારક મંડળીના આગેવાનોએ અને પ્રાર્થનાસમાજના કેટલાક શુભેચ્છક સભાસદોએ મારા તરફ બહુ માયા બતાવી, અને મને કેટલીએક મદદ કરી. સહે. રાનાડે, મોડાક, કેલકર, અને ડૉ. ભાંડારકર મારા પ્રત્યે અત્યંત માયા બતાવનાર અને મને મદદ કરનારાઓમાંના મુખ્ય હતા.

આ વખતે ચર્ચ મિશન કે જે મોટી ખ્રીસ્તી મંડળી કહેવાય છે તેનાં મિશનરી હર્ફોર્ડ મિસ સાહેબ હતાં. તેઓ મરાઠી ભાષામાં લખાએલો “નવો કરાર” મને શિખવવાને આવતાં હતાં. આ વખતે મે અંગ્રેજી ભાષા પણ શીખવાનું શરૂ કરેલું હતું, પણ મને બરાબર બોલતાં કે લખતાં આવડતું નહોતું. તેઓ મને શરૂઆતની વાંચવાની ચોપડીઓ શિખવતાં, પણ મને તો આ ચોપડીઓ કરતાં “નવો કરાર” શીખવામાં બહુ રસ પડતો હતો. રેવ. ગોરે નામના એક બીજા પાદરી સાહેબ હતા કે, જેઓ વારંવાર આવીને મને હિન્દુ ધર્મ અને ખ્રીસ્તી ધર્મ વચ્ચેના તફાવતની સમજણ પાડતા હતા. આ બંને જણનાં શિક્ષણથી મને બહુ લાભ થયો.

આ પ્રમાણે અભ્યાસ કરી મારી જિંદગીનાં કામકાજ કરવા તથા તેની લાયકાત મેળવવા હું ઇ. સ. ૧૮૮૩ની સાલના આગલા ભાગમાં વિલાયત ગઇ. હું પહેલવહેલી ત્યાં ઉતરી ત્યારે વોન્ટેજ શહેરની માયાળુ બહેનો મને મળી. આ બહેનોમાંથી એકને હું સારીપેઠે ઓળખતી હતી, કારણ કે હું જ્યારે પૂનામાં હતી ત્યારે સેન્ટ મેરીસ હૉલમાં હર્ફોર્ડ મિસ સાહેબે તેમની સાથે મારી ઓળખાણપિછાણ કરાવી હતી. તેમને ત્યાં જોઈ હું ઘણી ખુશી થઈ. તેઓ મને પોતાની જગાએ લઈ ગયાં. તેઓમાંથી એકે મારાં માતુશ્રી સમાન થઇ મને

વ્યાવહારિક અને આત્મિક બંને પ્રકારની કેળવણી આપવાનું કામ શરૂ કર્યું. તેમની અને ચૅલ્ટનહામની બાઇઓની તેમજ કૉલેજનાં માજી પ્રિન્સિપાલ મિસ બીલે એ બંનેના આભારની હું સદાની દેવાદાર છું. આ બંને બાઇઓએ મારી પાછલી જિંદગીમાં મદદરૂપ થઇ પડે એવા વિષયો મને શિખવ્યા. તેઓ તરફથી મને મળેલું શિક્ષણ ખાસ આત્મિક હતું. તેઓનો માતૃભાવ, અને તેઓની ઉંડી આત્મિક અસર, એ મારાં ગુણ-લક્ષણ ઘડવામાં બહુજ મદદરૂપ થઇ પડયાં. આ બાનુઓની પ્યારભરી ખ્રીસ્તી સંભાળ હેઠળ મને લાવી મૂકવા માટે પરમ કૃપાળુ પરમેશ્વરની હું સ્તુતિ કરૂં છું, અને અંતઃકરણથી તેનો આભાર માનું છું.

એક વખતે આ બાઇઓની ઉપરી બાઇએ મને લંડનમાં આવેલી બ્હેનોની શાખાસંસ્થામાં હવાફેર કરવા મોકલી. અહીં તેઓ સ્ત્રીઓ મધ્યેનું પ્રભુનું જે કામ કરતાં હતાં, તે બતાવવા મને લઇ ગયાં. તેમના બચાવ-ગૃહમાં એક વખતે રહેલી એવી કેટલીએક સ્ત્રીઓને હું મળી. તેઓ સંપૂર્ણ રીતે બદલાઈ થએલી હતી અને ખ્રીસ્તના પ્રેમથી, તથા દુઃખથી પિડાતા માનવજાત પ્રત્યેની કરૂણાથી એટલી બધી ભરાએલી હતી કે, તેઓએ પોતાની આખી જિંદગી માંદાં અને અશક્તોની સેવા-ચાકરી કરવાનેજ અર્થે અર્પણ કરી દીધી હતી. અહિં મારી જિંદગીમાં મને પહેલવહેલી વારજ જ્ઞાન થયું કે, પતિત સ્ત્રીઓને સુધારવા માટે કંઇક પ્રયત્નો થવાજ જોઇએ. કેવળ ખ્રીસ્તી લોકોજ કે જેઓને હિન્દુ લોકો નાતજાત વગરના અને ક્રૂર સમજે છે તેઓજ માત્ર અભાગી અને પદભ્રષ્ટ ગણાતી સ્ત્રીજાત તરફ અગાધ પ્રેમ અને માયા બતાવે છે.

મારા પોતાના દેશમાં તો હિન્દુ લોકો તરફથી આ બિચારી અધમ ગણાતી સ્ત્રીજાત માટે કંઇજ કરવામાં આવતું હોય, એવું મેં તો કદી પણ સાંભળેલું નથી. વળી તેઓના લાભમાં કોઈને પણ માયાભાવથી બોલતાં મેં સાંભળ્યું નથી, તેમજ તેમની પોતાની મૂર્ખાઇમાં પસંદ કરેલા દુષ્ટ માર્ગમાંથી ફેરવવાનો પ્રયત્ન કરતાં પણ કોઇને જોયો નથી. હિન્દુ ધર્મશાસ્ત્રોમાં પતિત સ્ત્રીઓ તરફ બિલકુલ દયાદૃષ્ટિ, સમભાવના, કે તેમના બચાવની કંઇ પણ આશા નથી. હિન્દુ કાયદો તો ફરમાવે છે કે, પતિત સ્ત્રીઓને રાજાએ શહેર બહારનાં મેદાનોમાં કાઢવી, અને તેઓ પર શિકારી કુતરા છોડી તેઓનો ભક્ષ કરાવી દેવો. તેઓ સૌથી મહા-પાપી છે અને દયાને પાત્ર નથી, એમ ગણવામાં આવે છે.

ફુલ્હામની સંસ્થા—"વધસ્તંભની બહેનો"-(આ એક મંડળીનું નામ છે તેમાંની બહેનો) કે જે ઉપર જણાવેલું દયાનું કામ ત્યાં રહીને તેઓ કરતાં હતાં તેની મુલાકાત કર્યા પછી મને એવો વિચાર થયો કે, ખરેખર હિન્દુ અને ખ્રીસ્તી ધર્મ વચ્ચે બહુ મોટો તફાવત છે. મેં મારી

ધર્મશિક્ષિકાઓને પૂછ્યું કે, તમારા ધર્મમાં એવી કઇ બાબત છે કે જે ખ્રીસ્તીઓને પતિત સ્ત્રીઓને સુધારવા દોરે છે? આના પ્રત્યુત્તરમાં તેમણે મને "યોહાનની સુવાર્તા"ના ચોથા અધ્યાયમાંથી સમરૂની સ્ત્રી સાથેની ખ્રીસ્તની મુલાકાતની અસરકારક વાર્તા વાંચી સંભળાવી, અને બરાબર સમજણ પાડી તેની સાથે સાચી ભક્તિનું શુદ્ધ સ્વરૂપ કેવું હોવું જોઇએ તે પણ સમજાવ્યું, અને પાપીઓ ઉપર ખ્રીસ્તના બેહદ પ્રેમનું અજાએબ ચિત્ર મારી સામે ખડું કર્યું. ખ્રીસ્તે કદી પણ પાપી લોકોને ધિક્કારીને કાઢી મુક્યા નહિ, કારણ કે પાપીઓને તારવા તે જગતમાં આવ્યો હતો. હિન્દુ ધર્મશાસ્ત્રોમાં મેં આવું વર્ણન કદી પણ વાંચ્યું નથી તેમજ સાંભળ્યું પણ નથી. "યોહાનની સુવાર્તા"નો ૪થો અધ્યાય વાંચવાથી મને સંપૂર્ણ ખાતરી થઇ કે, ખ્રીસ્ત ખરેખર એક દિવ્ય તારનાર છે. તે પોતે પણ કહેતો હતો કે, હું પાપીઓનો તારનાર છું; ખરેખર બીજો કોઇ નહિ પણ કેવળ એકલોજ તે હિન્દુસ્તાન અને બીજા દેશોમાંની પગ નીચે કચડાએલી, ધિક્કારાએલી અને અધમ સ્ત્રીજાતને તેના મનનું બદલાણ કરી પોતાની કૃપાવડે ઉચ દરજ્જે ચઢાવવાને શક્તિવાન છે.

આ કારણોને લીધે તેમજ ખ્રીસ્તના અગાધ પ્રેમને લીધે હવે મારૂં મન ખ્રીસ્તી ધર્મ તરફ દોરાયું. વળી રેવ. ગોરેની લખેલી એક ચોપડી વાંચવાથી મારી બુદ્ધિ અનુસાર આ ધર્મની સત્યતા વિષે વધારે પુરાવાસહિત ખાતરી થઇ. હું વૉન્ટેજમાં બહેનો સાથે રહેતી હતી, તે દરમ્યાન મેં ચર્ચ ઑફ ઇંગ્લાંડના મિશનમાં ઇ. સ. ૧૮૮૩ની સાલના પાછલા ભાગમાં બાપ્તિસ્મા લીધું. હવે હું પહેલાં કરતાં મુકાબલે વધારે સુખી થઈ, અને આ નવો ધર્મ કે જે બીજા બધા મારા પહેલાના જાણીતા ધર્મ કરતાં વધારે સારો હતો, તે મળી આવવાથી મને બહુજ આનંદ થયો. તેમજ મારૂં આ કૃત્ય મારા મિત્રો અને સ્વદેશજનોને ઘણુંજ નારાજ થવાનું કારણ થશે, એની પણ મને પુરી ખાત્રી હતી. આ પગલું ભરવાથી મને પાછળથી કદી પણ ખેદ થયો નથી. હિન્દુ શાસ્ત્રો આપી શકે તે કરતાં મને કંઈ વધારેની ભૂખ હતી તે મને ખ્રીસ્તી લોકોના પવિત્ર શાસ્ત્રમાંથી મળી આવ્યું, અને હું સંતોષ પામી.

---

## પ્રકરણ પાંચમું.

ઇસુ ખ્રીસ્ત મને વહેલો ન મળ્યો, તેથી મારૂં તારણ વહેલું થયું નહિ તેમાં બીજા કોઇનો વાંક ન હતો, પણ મારો પોતાનોજ વાંક હતો; કારણ કે શરૂઆતથીજ તે મને પ્રગટ થવો જોઇતો હતો, પણ તે વખતે પવિત્ર શાસ્ત્રનો ઉપદેશ સમજી શકવાને મારૂં મન જડ હતું. શાસ્ત્ર

મારી આગળ ખુલ્લુંજ હતું, પણ મેં મારો વખત શાસ્ત્રને લગતાં બીજાં પુસ્તકો વાંચવા પાછળ નકામો ગાળ્યો, અને શાસ્ત્રનોજ અભ્યાસ મારે કરવો જોઈતો હતો તે મેં પડતો મૂકયો. તેને લીધેજ શાસ્ત્રની કેટલીક અગત્યની બાબતોથી હું અજ્ઞાત રહી. અમેરિકાથી ઘેર પાછી આવ્યા પછી શાસ્ત્રને લગતાં બીજાં પુસ્તકો વાંચવાં પડતાં મૂકી મેં શાસ્ત્રને નિયમસર વાંચવાનું મન પર લીધું.

આ પ્રમાણે બે વરસ સુધી શાસ્ત્ર વાંચવાનું મેં ચાલુ રાખ્યું. હું મારા મનમાં અસંતોષી થઇ, અને મારી આત્મિક સ્થિતિ જોઇ, મને વધારે અસંતોષ પ્રાપ્ત થયો. એક દિવસે હું કંઈ કામસર "મુંબઇ ગાર્ડિઅન" મિશન છાપખાનામાં ગઇ. ત્યાં "મરણમાંથી જીવનમાં" એ નામની ચોપડી હેસ્લામ સાહેબે લખેલી હતી. તેઓ એક ખ્રીસ્તી ધર્મોપદેશક હતા. તે મેં લીધી. આ ચોપડીમાં લખેલા તેમના પોતાના અનુભવો મેં ઘણી કાળજીથી વાંચ્યા. તેઓ ચર્ચ ઓફ ઇંગ્લાંડ મિશનના ધર્મોપદેશક હોવાથી તેમના હવાલામાં એક મોટો જિલ્લો હતો અને ખ્રીસ્તી ધર્મ સાથે સંબંધ ધરાવતી દરેક પ્રવૃત્તિઓમાં તેઓ ઉત્સાહથી ભાગ લેતા હતા. એક વખતે તે સાહેબ એક બાનુ કે જે બહુજ આત્મિક તથા જ્ઞાની હોઇ તેમની મંડળીનાં સભાસદ હતાં, તેમની સાથે વાતચીત કરતા હતા. તે બાનુંએ તેમને કહ્યું કે, તમે પહેલું ચણતર મથાળેથી શરૂ કરવા પ્રયત્ન કરો છો. તે બાનુના બોલવાનો ભાવાર્થ એ હતો કે તમે આત્મિક બદલાણ પામ્યા નથી અને પુનર્જન્મ તથા ખ્રીસ્તમાં જે તારણ છે તેઓનો અનુભવ કર્યો નથી. હેસ્લામ સાહેબના બદલાણ—આત્માના નવા જન્મ—અને ખ્રીસ્તને માટે તેમનાં કરેલાં કામકાજનું વર્ણન મેં વાંચ્યું ત્યારે મને વિચાર થયો કે મારી પોતાની આત્મિક સ્થિતિ કેવી છે, અને મને વાસ્તવિક શાની જરૂર છે? મેં શાસ્ત્ર લીધું, અને તેમાંથી જુદા જુદા ભાગ કાઢીને વાંચ્યા. અને જે સંદેશો પ્રભુ મને આપતો હતો, તે સંબંધી હું એકચિત્તથી મનન કરતી હતી. શાસ્ત્રની ઘણી બાબતો હું મારી પોતાની બુદ્ધિથી સમજી શકી નહિ, પણ એટલી તો મને ખાતરી થઇ કે મને કેવળ ખ્રીસ્તી ધર્મ એકલાનીજ જરૂર છે એમ નહિ, **પણ ઇસુ ખ્રીસ્ત મારા હૃદયમાં વસે એની ઘણી જરૂર છે.**

હિન્દુ ધર્મના જુના વિચારો હજી મારા મન પર તાજાજ હતા, જેવા કે પાપનો પશ્ચાત્તાપ કરવો, અને તેને છોડી દેવાનો નિશ્ચય કરવો, કેવળ એનીજ પાપની માફીને માટે જરૂર છે, અને બાપ્તિસ્માની ધર્મક્રિયા તે પુનર્જન્મ પામવાનો ઉપાય છે. જ્યારથી મેં ખ્રીસ્તના નામમાં બાપ્તિસ્મા લીધું ત્યારથીજ મારાં બધાં પાપ વાસ્તવિક રીતે ધોવાઇ ગયાં, આ અને

એના જેવા બીજા વિચારો કે જે હિન્દુઓ પોતાના ધર્મને માટે જેવા વિચારો રાખે છે, તેને મળતા છે, તેઓ મારા મનમાં જડ ઘાલી રહ્યા હતા. બાપ્તિસ્મા લીધા પછી કેટલાંક વરસ સુધી તો ખ્રીસ્તી ધર્મ કે જે નાતજાત, રંગ કે સ્ત્રી પુરૂષનો ભેદ રાખ્યા સિવાય સર્વને એક સરખી રીતે પોતાનો લાભ લેવાનો પ્રસંગ આપે છે, એટલુંજ હું સમજી શકતી, અને એવો એક નવો ધર્મ મને મળ્યો છે, એ વિચારથી હું મુકાબલે પહેલાં કરતાં વધારે સુખી થઇ.

બેશક આ બધું તો ઠીકજ હતું, પણ એક વાત સમજવાને હું નિષ્ફળ નીવડી, અને તે એ હતી કે, "તેનાથી ઇસુ ખ્રીસ્તમાં તમે છો, અને એ આપણે સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો" (૧ કરીં. ૧; ૩૦). પવિત્ર આત્માથી નવો જન્મ પામીને દેવનું છોકરૂં થવાને, અને દેવના દીકરામાં વિશ્વાસથી ન્યાયી ઠરવાને ખ્રીસ્તમાં ને તેના પ્રાયશ્ચિત્તમાં મારો સંપૂર્ણ ભરોસો મૂકવાની જે જરૂર હતી તે હું સમજી શકી નહિ, આ અને બીજા કેટલાક મુદ્દાઓ વિષે મારા વિચારો સ્પષ્ટ ન હતા. હું નિરાશ ને નિરૂપાય સ્થિતિમાં હતી. મને ખાત્રી થઇ કે, હું દેવને મળવાને તૈયાર નથી. પાપનું સામ્રાજ્ય મારા પર હતું, હું દેવના આત્માથી દોરાતી ન હતી તેથી દત્તકપુત્રપણાના આત્માને પામી ન હતી, જેથી હું દેવનું છોકરૂં છું એવી સાક્ષી દેવનો આત્મા મારા આત્માની સાથે પુરતો ન હતો. "કેમકે જેટલા દેવના આત્માથી દોરાય છે, તેટલાજ દેવના દીકરા છે, કેમકે ફરીથી તમને ભય લાગે એવો દાસપણાનો આત્મા તમે પામ્યા નથી; પણ તમે દત્તકપુત્રપણાનો આત્મા પામ્યા છો, જેણે કરીને આપણે આબા બાપ એવી હાંક મારીએ છીએ. દેવનો આત્મા પોતે આપણા આત્માની સાથે સાક્ષી આપે છે, કે આપણે દેવનાં છોકરાં છીએ" (રૂમી. ૮; ૧૪-૧૬).

હવે શું કરવું? મારા વિચારો મને મદદ કરતા ન હતા અને તેઓએ મને મદદ પણ કરી નહિ. છેવટે મારી પોતાની શક્તિ, બુદ્ધિ, સમજણ અને ડહાપણનો અંત આવ્યો. હવે મેં મને પોતાને બિનશરતે તારનારને શરણે કરી, અને મારા ઉપર કૃપાળુ થવાને તથા મારૂં ન્યાયીપણું અને તારણ થવાને તેમજ મારાં સર્વ પાપ લઇ લેવાને માટે મેં તેને વિનંતી કરી.

જેઓને પોતાનાં પાપની ખાતરી થઇ છે, અને જેવી રીતે દેવ તેઓને જુએ છે તેવી રીતે જેઓએ પોતે પોતાના મનને સંપૂર્ણ રીતે જોયું છે. તેઓજ કેવળ સમજી શકે છે કે, જ્યારે પાપનો અસહ્ય બોજો અંતઃકરણ પરથી ગબડી જાય છે, ત્યારે કેવી લાગણી થાય છે. જે વખતે હું સંપૂર્ણ રીતે તારનારને શરણ થઇ, ને હવે મને ખાતરી થઇ કે ખરા દ્રાક્ષવેલામાં-

ઇસુ ખ્રીસ્તમાં-એક ડાળી થવાને મારો સ્વીકાર કરવામાં આવ્યો છે, તેથી હું મારા તારનાર ઇસુ ખ્રીસ્તમાં દત્તકપુત્રપણાની રૂએ દેવનું છોકરૂં ઠરી ચુકી છું, તે વખતે મને જે લાગણી થઇ તેનું વર્ણન કરવાને હું અશક્ત છું કારણ કે એનું વર્ણન થઇ શકેજ નહિ, કારણ કે મજ પાપી માટે પ્રભુએ જે સર્વ કર્યું છે તે તો કે અવર્ણનીય છે. તોપણ મજ પાપિષ્ટ પરની તેની મહા મોટી કૃપાને લીધે મારે તેની સ્તુતિ કરવીજ જોઇએ, અને તેનો ઉપકાર માનવો જોઇએ. પ્રભુએ સર્વથી પ્રથમ પાપની ભ્રષ્ટતા, અને હું જે અનંતકાળિક નરકાગ્નિના ભયંકર જોખમમાં હતી તે, તથા દેવનો અગાધ પ્રેમ, કે જે વડે તેણે "જગત પર એટલો પ્રેમ કીધો કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો." અને તેમાંએ વળી આ દીકરો તેણે મારાં પાપોને માટે પ્રાયશ્ચિત્ત થવાને આપ્યો, આ સર્વ બાબતો તેણે મને સ્પષ્ટ રીતે સમજાવી. કારણ કે, શું ઇશ્વરથી પ્રેરાએલો પ્રત્યેક શિષ્ય એમ નથી કહેતો કે:—"બાપની પાસે આપણો મધ્યસ્થ છે, એટલે ઇસુ ખ્રીસ્ત જે ન્યાયી છે તે; અને તે આપણાં પાપ વિષે પ્રાયશ્ચિત્ત છે, ને કેવળ આપણા વિષે નહિ, **પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત્ત છે**" (૧ યોહા. ૨; ૧, ૨).

પવિત્ર શાસ્ત્ર કહે છે કે, તેની પ્રીતિ પામવાને હું લાયક થાઉં ત્યાં સુધી તે રાહ જોઇને બેસી રહેતો નથી, પણ મારી લાયકાત વગર તેનો મારા પર ઢગલો કરી દે છે. વળી તે એમ પણ કહે છે કે, ઇસુ ખ્રીસ્તમાં નર કે નારી એવો કંઇ ભેદ નથી. "એટલે દેવનું જે ન્યાયીપણું ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસથી છે, તે સઘળાઓને અર્થે ને સઘળા વિશ્વાસીઓ ઉપર છે, કેમકે કંઇ ભેદ નથી; કારણ કે સઘળાએ પાપ કીધું છે, ને દેવના મહિમા વિષે સઘળા ઓછા થયા છે; પણ ઈસુ ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે, તેની મારફતે દેવની કૃપાએ તેઓ મફત ન્યાયી ગણાએલા છે. દેવે તેને પ્રાયશ્ચિત્ત થવા સારૂ ઠરાવ્યો, તે તેના લોહીની મારફતે વિશ્વાસથી છે, એ માટે કે અગાઉ થએલાં પાપની માફી જે દેવની સહનતામાં થઇ તે વિષે તે પોતાનું ન્યાયીપણું દેખાડે; એટલે હમણાંના કાળમાં પોતાનું ન્યાયીપણું દેખાડે, એ માટે પોતે ન્યાયી છતાં પણ જે ઇસુ પર વિશ્વાસ રાખનાર છે, તેને ન્યાયી ઠરાવનાર થાય" (રૂમી. ૩; ૨૨-૨૬).

મારા વાંચકવર્ગમાંથી કોઇને એક કાળી અંધારી કોટડી કે જેમાં ઘોર અંધકાર સિવાય બીજું કંઇજ હોય નહિ, તેમાં પુરાઇ રહેવાનો, અને ત્યાં પોતાને અતિશય જરૂર હોય એવી કોઇ વસ્તુની શોધખોળ કરવા માટે આમતેમ હાથ ફેરવી ફાંફાં મારવાનો અનુભવ થયો હોય એમ હું ધારતી નથી. યોહાનની સુવાર્તાના ૯મા અધ્યાયમાં જે આંધળા

માણુસનું વૃત્તાંત આપેલું છે, તે વગર હું બીજા કોઇનો વિચાર કરી શકતી નથી. તે માણસ આંધળોજ જનમ્યો હતો, અને અંધ સ્થિતિમાંજ તેનાં ચાળીસ વરસ વિતી ગયાં, પણ જ્યારે એકાએક તેને સર્વશક્તિવાન ઇસુ મળ્યો, ત્યારે તેની આંધળી આંખો ઉઘાડી. આ જન્મનો આંધળો કદી પણ લેશમાત્ર જોઇ શકે એવી આશા બીલકુલ નહોતી, પણ જ્યારે તે દિવસના અજવાળાને જોઇ શકયો, ત્યારે તેને જે આનંદ થયો તેનું વર્ણન કોણ કરી શકે? ઇશ્વરપ્રેરિતે પણ તેનું વર્ણન કરવાને નકામો પ્રયત્ન કર્યો નથી. જ્યારે મારી આત્મિક આંખો ઉઘડી ગઈ, જ્યારે મેં "અંધકારમાં બેઠેલીએ મોટું અજવાળું જોયું" અને જ્યારે મને ખાતરી થઇ કે, હું થોડીજ પળો પહેલાં "મરણની છાયાના પ્રદેશમાં બેઠેલી હતી, તેનામાં અજવાળું પ્રગટ થયું" ત્યારે મને કેવી લાગણી થઇ તેનો કેવળ ઝાંખો ભાસ હું આપી શકું છું. હું પણ એજ માણસના જેવી હતી કે, જેને કહેવામાં આવ્યું હતું કે, **"ઈસુ ખ્રીસ્ત નાઝારીના નામથી ચાલતો થા અને કુદીને તે ઉભો થયો અને ચાલવા લાગ્યો; ને ચાલતો, કુદતો તથા દેવની સ્તુતિ કરતો તેઓની સાથે મંદિરમાં ગયો."**

હું પાપની ગુલામીમાંથી અને મરણના ભયમાંથી છુટકારો પામું એ સારૂ **મારે બદલે ફાંસી** (વધસ્તંભ) **પર ઉંચા કરાએલા અને તે પર અસહ્ય પીડા ભોગવી મરણ પામેલા દેવના ધન્ય દીકરા ઇસુ ખ્રીસ્ત તરફ મેં જોયું, અને મને જીવન મળ્યું.** એ કેવો અજબ પ્રેમ! મજ પાપી માટે દેવનો અવર્ણનીય પ્રેમ કે જોગે કરીને તેણે પોતાનો એકાકીજનિત દીકરો મારે માટે મરવા આપ્યો! હું આ પ્રેમને લાયક ન હતી, પણ એનેજ લીધે તેણે આ પ્રેમ મારા પ્રત્યે દર્શાવ્યો, અને, મારા વહાલા વાંચક, તમારા ઉપર પણ એજ પ્રમાણે તે પ્રેમ કરે છે.

જે જુઠી ભાવનાઓ હું મારા છેક બચપણથી રાખી રહી હતી, તે કરતાં પ્રભુની સત્યતા કેટલી બધી છેક જુદી હતી. મારી જુઠી અને જુની ભાવનાઓ એ હતી કે, વર્તમાન કે ભવિષ્યકાળના સુખ મેળવવા, સ્વર્ગના આનંદ પામવા, અને મોક્ષગતિ કે છુટકારાની ન કલ્પી શકાય એવી છેકજ આશારહિત સ્થિતિ પ્રાપ્ત કરવા મારે તેને યોગ્ય પુણ્યકર્મ કરવાં જોઇએ. પણ આ વાનાં મેળવવાની આશા રાખવી એ મારે માટે તો કેવળ નકામુંજ હતું. કારણ કે, હિન્દુ ધર્મ પ્રમાણે કોઈ પણ સ્ત્રી જ્યાં સુધી તે સ્ત્રીજાતિમાં છે, ત્યાં સુધી તેણીને મોક્ષગતિ મળે એવી આશા છેજ નહિ. સ્ત્રીઓ, શુદ્રો, અને હલકી જ્ઞાતિના લોકોને મોક્ષ-ગતિ કે છુટકારો પામવાની આશા છે, એવી માન્યતા આપવામાં બ્રાહ્મણ

આચાર્યોએ કેવળ તેઓને ઠગવાનોજ પ્રયત્ન કર્યો છે. જ્યારે હિન્દુ ધર્મ-પુસ્તકોનો આપણે જાતેજ બારીકીથી અભ્યાસ કરીએ છીએ, અથવા વધારે સારા હિન્દુ ધર્મના શાસ્ત્રીઓને પુછી જોઈએ છીએ ત્યારે માલમ પડે છે કે કંઈજ નથી, કોઈ પણ પ્રકારની આશા આ વર્ગનાં મનુષ્યો માટે છેજ નહિ.

તેઓ—હિન્દુ ધર્મશાસ્ત્રો અને ધર્મશાસ્ત્રીઓ—કહે છે કે, સ્ત્રીઓ, શુદ્રો, અને હલકી જ્ઞાતિના લોકો પતિની અને બ્રાહ્મણોની સેવાચાકરી કરવાથીજ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. પણ સ્વર્ગનાં સુખ તેઓને માટે લાંબો વખત ટકતાં નથી, કેમકે છેવટની ધન્યમય સ્થિતિ જે બ્રાહ્મણ માટેજ ઠરાવેલી છે, તે ધન્યમય સ્થિતિ આ હલકા દરજ્જાનાં મનુષ્યો માટે નથી. આશારહિત સ્ત્રીઓ, શુદ્રો ને હલકી જ્ઞાતિના લોકો, અહિં આ ધન્યમય પુસ્તક, ખ્રીસ્તીઓનું પવિત્ર શાસ્ત્ર, કહે છે કે, "આપણે હજી નિર્બળ હતા, એટલામાં યોગ્ય સમયે **અધર્મીઓને સારૂ ખ્રીસ્ત મરણ પામ્યો.**" હવે ન્યાયીને સારૂ ભાગ્યે કોઇ મરે, પરોપકારીને સારૂ તો કોઇએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે, "પણ દેવ આપણા પર પોતાનો પ્રેમ આમાં પ્રગટ કરે છે કે **આપણે હજી પાપી હતા એટલામાં ઈસુ ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો**, કેમકે... જ્યારે આપણે શત્રુ હતા ત્યારે દેવની સાથે તેના દીકરાના મરણે કરીને આપણો મિલાપ થયો" (રૂમી. ૫; ૯-૧૦). "એથી આપણા પરની દેવની પ્રીતિ પ્રગટ થઇ કે દેવે પોતાના એકાકીજનિત પુત્રને જગતમાં એ માટે મોકલ્યો કે, તેનાથી આપણે જીવીએ. એમાં પ્રીતિ છે, કે આપણે દેવ પર પ્રેમ કીધો એમ તો નહિ, પણ એમાં કે તેણે આપણા પર પ્રેમ કીધો ને **પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા મોકલ્યો**" (૧ યોહા. ૪; ૯, ૧૦).

કેવી મનોહર અને બ્યાન ન થઇ શકે એવી સારી ખબર! મજ એક સ્ત્રી માટે, એક સ્ત્રી કે જે હિન્દુસ્તાનમાં ઉત્તમ ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મ પામેલી, છતાં પોતાના ધર્મમાં જેને માટે કઇજ આશા નથી, તેને માટે, અને મારા જેવી હજારો આશારહિત સ્ત્રીઓને માટે આ કેવી સારી ખબર છે. પવિત્ર શાસ્ત્ર પોકારીને જાહેર કરે છે કે, ઇસુ ખ્રીસ્તે આ મોટું તારણ કોઇ અમુકજ જ્ઞાતિ કે જાતિને માટે સંઘરી રાખ્યું નથી. "પણ જેટલાએ તેનો અંગીકાર કીધો, તેટલાંને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો, એટલે જેટલા તેના નામ પર વિશ્વાસ કરે છે, તેઓ લોહીથી નહિ, કે દેહની ઇચ્છાથી નહિ, કે માણસની ઇચ્છાથી નહિ, પણ દેવથી (આત્માનો નવો) જન્મ પામ્યા" (યોહા. ૧; ૧૨, ૧૩). "કેમકે દેવની કૃપા જે સઘળાં માણસને સારૂ તારણ લાવે છે તે

પ્રગટ થઇ છે" (તીતસ ૨; ૧૧). પણ દેવ આપણા તારનારની દયા તથા માણસ પરની તેની પ્રીતિ પ્રગટ થઇ, ત્યારે ન્યાયીપણામાંનાં આપણાં પોતાનાં કરેલાં કામોથી નહિ, પણ તેની દયા પ્રમાણે તેણે આપણને તાર્યા" (તીતસ ૩; ૪, ૫).

કોઇ અમુક જ્ઞાતિ, જાતિ, કામ, કે માણસને લઈનેજ આ તારણથી સર્વકાળિક જીવન મળે છે એમ નહિ, પણ જે કોઇ પ્રભુપુત્ર પર કે જેને તેણે "આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત" થવા સારૂ આપ્યો તેના પર વિશ્વાસ કરે તે સર્વને એક સરખી રીતે તે **મફત મળે છે,** અને **આ તારણ હાલમાં મેળવી શકાય છે, તે સંબંધમાં લેશમાત્ર પણ શક નથી.** લાખો અને કરોડો જન્મમરણના ફેરા ફરવા અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ બ્રાહ્મણ પુરૂષ તરીકે જન્મ પામવો, એટલા લાંબા કાળ સુધી રાહ જોઇ મારે બેસી રહેવું પડ્યું નહિ. વળી ત્યારે પણ શું મોક્ષગતિની પ્રાપ્તિની આશાથી થતો આનંદ અને સુખ મળે? ના, એમાં શૂન્ય—બ્રહ્મ—માં મળી જવા સિવાય બીજું કંઇજ નહિ.

દેવનો દીકરો કહે છે કે:—"હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; ને તે અપરાધી નહિ ઠરશે, **પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે."** "જો આપણે માણસોની સાક્ષી માનીએ છીએ, તો એ કરતાં દેવની સાક્ષી મોટી છે, કાંજે દેવે પોતાના પુત્ર સંબંધી જે સાક્ષી આપી છે તે એજ છે. જે દેવના પુત્ર પર વિશ્વાસ રાખે છે તેને પોતામાં સાક્ષી છે; જે દેવ પર વિશ્વાસ કરતો નથી તેણે તેને જુઠો પાડ્યો છે, કેમકે દેવે પોતાના પુત્ર વિષે જે સાક્ષી આપી છે તે સાક્ષી પર તેણે વિશ્વાસ કર્યો નથી. અને આ સાક્ષી એવી છે કે, **દેવે આપણને અનંતજીવન આપ્યું, ને આ જીવન તેના પુત્રમાં છે.** જેને દેવનો પુત્ર છે તેને જીવન છે. જેને દેવનો પુત્ર નથી તેને જીવન નથી. તમને અનંતજીવન છે એ તમે જાણો, માટે તમારા ઉપર, એટલે જે તમે દેવના પુત્રના નામ પર વિશ્વાસ કરો છો, તે તમારા ઉપર મેં આ વાતો લખી છે" (૧ યોહા. ૫; ૯-૧૩).

**શાસ્ત્રમાંની વાતોથી પવિત્ર આત્માએ મને ખાતરીપૂર્વક સ્પષ્ટ કરી આપ્યું કે, ખ્રીસ્તની મારફતે દેવ જે તારણ આપે છે તે હાલમાંજ મળે છે, ભવિષ્યની રાહ જોવી પડતી નથી. જ્યારે મેં આ વાત માની ત્યારે મને તારણ મળ્યું, અને તારણના આનંદથી હું ભરપુર થઇ. જો તમે પણ વિશ્વાસ કરશો તો તમને પણ એજ તારણ અને આનંદ અત્યારેજ મળશે.**

---

## પ્રકરણ છઠ્ઠું.

આજથી સોળ વરસ ઉપર મારી જિંદગી નવી રીતે શરૂ થઇ. તે વખતથી હું પ્રભુ ઇસુ ખ્રીસ્તને મારા પોતાના તારનાર તરીકે સારી રીતે ઓળખું છું, અને તેના મધુર સમાગમથી મળતા આનંદને અનુભવું છું. મારી જિંદગી આનંદથી ભરપુર છે. "કેમકે પ્રભુ યહોવાહ—ઇસુ ખ્રીસ્ત—મારૂં સામર્થ્ય તથા ગીત છે, તે વળી મારૂં તારણ થયો છે." "એ માટે આનંદસહિત તારણના કુવામાંથી તમે પાણી ખેંચશો" એ વાત કહેવામાં ભવિષ્યવાદીનો શો ભાવાર્થ છે તે હું હવે બરાબર સમજી શકું છું. મને થતા આનંદનો હું ભાગ્યેજ મારા પોતામાં સમાવેશ કરી શકું છું. મને પણ સમરૂની બાઈની માફક લાગણી થાય છે કે, જે બાઇ "પોતાની ગાગેર મૂકીને શહેરમાં ગઈ, ને લોકોને કહે છે કે, આવો, જેટલું મેં કીધું તે બધું જેણે મને કહી દેખાડ્યું, તે માણસને જુઓ; તેજ ખ્રીસ્ત છે કે શું?"

પ્રભુ ઇસુએ જે મહાભારત કામો મારે સારૂ કર્યાં છે, તે મારે સર્વ મનુષ્યોને કહી બતાવવાં જોઇએ, કારણ કે મને સંપૂર્ણ ખાતરી છે કે, જ્યારે મારા જેવી એક મહા પાપિષ્ટનો બચાવ કરવાનું તેને શક્ય છે, ત્યારે બીજાઓને બચાવવાને પણ તે સંપૂર્ણ શક્તિવાન છે. આ કારણને લીધે તેના વિષે, પાપીઓ પરના તેના અથાગ પ્રેમ વિષે, અને પાપીઓને તારવાની તેની ભારે શક્તિ વિષે લોકોને કહેવાની મને અગત્ય પડે છે.

આ વિષયને આટલો બધો અંગત ગણવામાં મારો વાચકવર્ગ મને દોષિત ઠરાવશે નહિ. કોઇપણ વ્યક્તિના અંતઃકરણના અનુભવો જાહેર ન કરી શકાય એવા તેઓ પૂજનીય હોય છે, ત્યારે શા માટે મારે આ પ્રમાણે તેઓને જાહેર કરવા જોઇએ? કેમકે "મને અગત્ય પડે છે, ને હું જો સુવાર્તા પ્રગટ ન કરૂં, તો મને હાય હાય થાય છે" (૧ કરીં. ૯; ૧૬). મારાથી બની શકે તેટલાં બધાં સ્ત્રીપુરૂષોને પ્રગટ કરવાને હું બંધાએલી છું, કે ઈસુ ખ્રીસ્ત મારા જેવા પાપીઓને તારવા માટે આવ્યો. તેણેજ મારૂં તારણ કર્યું છે. તારનારની સ્તુતિ થાઓ! હું જાણું છું કે, "જેઓ એનાથી દેવની પાસે આવે છે, તેઓને પુરા તારવાને એ સમર્થ છે, કેમકે એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે" (હેબ્રી. ૭; ૨૫).

પ્રભુએ મને સ્વભાવિક રીતે એવું મન આપ્યું હતું કે, હું દરેક ધાર્મિક અને સંસારિક બાબતો બરાબર તપાસી જોતી હતી. જે ધર્મમાં મારો જન્મ થયો હતો તે ધર્મને પણ મેં ઘણા અનુભવથી દરેક રીતે તપાસી જોયો, અને મારી જાણમાં હોય એવી કોઇ પણ બાબતને બારીકીથી તપાસ્યા વગર રહેવા દીધી નથી. કેવળ પુસ્તકો વાંચવાથીજ નહિ,

પણ તેમાં જે જે બતાવેલું છે તે પ્રમાણે મારી પોતાની જાતે કરીને મેં દરેક બાબતો તપાસી જોઈ. મેં બીજા ઘણાને એજ પ્રમાણે કરતા જોયા છે. તેઓને શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે દરેક રીતે કરતા જોયા છે, પણ દુ:ખની વાત છે કે એથી તેઓનું તારણ થયું નહિ, તેમજ મારૂં પણ એથી તારણ થયું નહિ, એ મને ખાતરીપૂર્વક માલમ પડ્યું. આત્માની ખરી અગત્યેજ મને ખ્રીસ્ત ભણી દોડી જવાની જરૂર પાડી હતી. અમારા બાપદાદાથી ચાલતા આવેલા ધર્મસંબંધમાં આ અમારો પુરાતન જુનો ધર્મ છે, વગેરેની મગરૂબી મારામાં હતી તે મારે હવે છોડી દેવી પડી, કે જે એજ પ્રકારની મગરૂબી મારા બીજા દેશજનોને ખ્રીસ્તને શોધવાથી અટકાવે છે. જોકે તેઓ સારીપેઠે જાણે છે કે પોતાના જુના ધર્મથી પોતે તારણનો આનંદ પામ્યા નથી, પામતા નથી, અને પામશે નહિ, કારણ કે, ખ્રીસ્ત સિવાય તેઓ કદી પણ એ આનંદ પામવાના નથી.

મને ખાતરી છે કે, ઘણા ભૂખ્યા આત્માઓ છે, અને કદાપિ તેઓમાંના કેટલાએકને આ મારો હેવાલ વાંચવાથી ફાયદો થશે. એવાં ભાઇબહેનોને હું આગ્રહ કરીને કહું છું કે, ઉતાવળથી આગળ આવો, અને દેવનો અથાગ પ્રેમ કે જે ઇસુ ખ્રીસ્તમાં બતાવવામાં આવ્યો છે તેનો સ્વીકાર કરો; અને "એટલું મોટું તારણ," જે દેવ મફત આપે છે, તેને પડતું ન મૂકો (હેબ્રી. ૨; ૧-૩). "બીજા કોઇથી તારણ નથી, કેમકે જેથી આપણું તારણ થાય એવું બીજું કોઈ નામ આકાશતળે માણસો મધ્યે આપેલું નથી" (પ્રેરિ. ૪; ૧૨).

એ માટે મોટાઈમાં તણાઈને અથવા બીજી કોઇ મુશ્કેલીઓથી ડરીને વખત ગુમાવશો નહિ. કદાપિ તમને નાત બહાર મૂકવામાં આવે, નજીકનાં સગાં તજી દે, અને તમારી સતાવણી કરે, ઐહિક મોટાઇ અને ધન ગુમાવવું પડે, તોપણ તેની કંઇ ફીકર કરશો નહિ. ખ્રીસ્ત પર વિશ્વાસ કરવાથી અને માણસોની આગળ તેને કબુલ કરવાથી તેનામાં જે તારણ તમે પામશો તેની કિમ્મત તમે કરેલા સર્વ પરિત્યાગ કરતાં વિશેષ છે, હા, અને તે કરતાં પણ વિશેષ છે; કારણ કે આ જગતનાં બધાં ધન, ને તેના સર્વ લાભ એ બંને એકઠાં મળીને પણ "તારણના આનંદ"ની સાથે સરખામણી કરી શકે તેમ નથી.

વળી બીજી રીતે જોતાં જો તમને બીજા મરણદંડની શિક્ષા કરવામાં આવે, અને તેને લીધે તમારે સદાસર્વકાળ સુધી અગ્નિસરોવરમાં—કે જેનું વર્ણન થઇ શકે નહિ, તેમજ જ્યાંથી ફરી છુટકારો થતો નથી એવી જગામાં—વેદના ભોગવતાં રહેવું પડે, તો જગતનું બધું ધન અને તેની બધી મોટાઈ તમને શા ઉપયોગનાં છે? "કેમકે જો માણસ આખું જગત

મેળવે ને પોતાના આત્માની હાની પામે તો તેને શો લાભ થાય? વળી માણસ પોતાના આત્માનો શો બદલો આપશે?" (માર્ક ૮; ૩૬, ૩૭).

વહાલાં ભાઇબહેનો, હું તમને આગ્રહ કરીને કહું છું કે, તમે ઉતાવળ કરીને ખ્રીસ્તની મારફતે દેવની સાથે મિલાપ કરી લો, કારણ કે ન્યાયકરણનો મહા મોટો દિવસ આપણા ઉપર ઘણી ઝડપથી આવે છે, માટે ઉતાવળ કરો, અને દેવનો કોપ જેને તમે અને હું ન્યાયની રૂએ લાયક છીએ તેનાથી નાસી છુટો. "દેવ પ્રીતિ છે." તે તમારે માટે ધીરજથી રાહ જોયા કરે છે કે તમે તેના મોટા તારણનો અંગીકાર કરો, તેથી "તેના ઉપકારીપણાની તથા દીર્ઘ ધૈર્યની સંપતને" તમે તુચ્છ ન ગણો અને જાણો કે, "દેવનું ઉપકારીપણું તમને પસ્તાવા તરફ ખેંચે છે" (રૂમી. ૨; ૪).

મને જ્યારથી ઇસુ ખ્રીસ્ત મળ્યો ત્યારથી જે સર્વ મારા પ્રત્યે બન્યાં તે સઘળાં જો કહેવા બેસું તો વાત બહુજ લાંબી થઇ જાય. પેન્ટીકોસ્ટ સાહેબ, હૅસ્લામ સાહેબ, વાઇલ્ડર સાહેબ, રીવ સાહેબ, અને અન્ય પાદરી સાહેબોએ ભરેલી સભાઓથી મને મારી આત્મિક જિંદગીમાં બહુજ મદદ મળી. ઇ. સ. ૧૮૯૫ માં લાનોવલી કૅમ્પમાં રેવ. ગૅલ્સન એગસને ચલાવેલી ધાર્મિક સભાઓમાં બેસવાથી મને બીજો આત્મિક ટેકો મળ્યો.

હવે મારામાં પવિત્ર આત્માની હાજરી થવાથી તેજ મને દોરતો અને શિખવતો હતો, આથી મને બહુજ આશીર્વાદ મળ્યો. ગી. શા. ૩૨; ૮ માં જે મધુર વચન પ્રભુએ આપ્યું છે તેનો મને અનુભવ થયો છે, એટલે "કયે માર્ગે તારે ચાલવું તે હું તને શિખવીશ તથા બતાવીશ; મારી નજર તારા પર રાખીને હું તને બોધ આપીશ."

દેવનાં દરેક વચન યોગ્ય રીતે સમજવાને અને તેના હુકમ પાળવાને પવિત્ર આત્માએ મને શિખવ્યું. હું કહેવાને ઘણી દુ:ખી છું, કારણ કે તેના હુકમ પાળવા હું ઘણી વખતે નિષ્ફળ થઇ છું, પણ તે કોમળતાથી મને ઠપકો આપે છે, અને મને મારા દોષ દર્શાવે છે. ઘણી વખત જુદી જુદી રીતોથી મને શિક્ષા કરવાની તેને જરૂર જણાઇ. તેનું વચન છે કે "હું ન્યાયની રૂએ તને શિક્ષા કરીશ, ને તને નિર્દંડ ખચિત જવા નહિ દઇશ" (યિર્મે. ૩૦; ૩૧).

મારામાં ઘણી ખામીઓ છે, પણ પ્રભુ પોતાને યોગ્ય લાગે તેવી રીતે તેને સુધારે છે. દરેક જે કંઈ બને છે તેમાં દેવનો હાથ છે, એવી મનની સમજણથી બહુજ મદદ મળે છે, અને કચકચને કંઇ સ્થાન રહેતું નથી. હું જ્યારે જ્યારે પ્રભુની વાણી ધ્યાન દઈ સાંભળું છું ત્યારે ત્યારે મને બહુજ આનંદ થાય છે, અને મારાં બધાં કામકાજ પર પ્રભુનો

પુષ્કળ આશીર્વાદ આવે છે. વિશ્વાસની, મુશ્કેલીઓની અને દુ:ખની કસોટીઓ પણ મોટા આશીર્વાદરૂપ નિવડે છે.

ઈ. સ. ૧૮૯૧ ની સાલથી મેં મારી અબળતામાં પ્રભુ ઈસુ ખ્રીસ્તને પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો છે, અને હમેશાં મને માલમ પડયું છે કે, લોકોની આગળ ઈસુ ખ્રીસ્ત વિષે અને પાપીઓ પરના તેના મોટા પ્રેમ વિષે કહી બતાવવામાં ખ્રીસ્તી જિંદગીનો મોટામાં મોટો આનંદ રહેલો છે. આસરે બાર વરસ પહેલાં મેં "ચીન દેશની અંદરનાં મિશનોની વાર્તા," "જ્યોર્જ મ્યુલરના દેવની સાથેના વહેવાર," અને ધી ન્યુ હેબ્રીડિઝ મિશનના સ્થાપક "જોન જી. પેટન સાહેબનું જીવનચરિત્ર" એ ઉત્તેજક પુસ્તકો વાંચ્યાં. આ ત્રણે મહાપુરૂષો—હડસન ટેલર સાહેબ, મ્યુલર સાહેબ, અને પેટન સાહેબ, કે જેઓ એક બીજાથી થોડાં થોડાં વરસના અંતરે તારનારની સાથે રહેવા ગયા છે તેઓના અનુભવથી મને ઘણી અસર થઇ. તેઓનાં જીવનવૃતાંતો વાંચ્યા પછી મને વિચાર થયો કે, બીજા દેશોની માફક અહીં હિન્દુસ્તાનમાં પણ દેવ પર એટલો ભરોસો રાખી શકાય કે કેમ? મને એની ઘણીજ ઈચ્છા થઇ કે, આપણા દેશમાં એવાં કેટલાં મિશનો સ્થાપન થાય કે જેઓ દેવની, તેના લોકો પ્રત્યેના વિશ્વાસુપણાની, અને શાસ્ત્રમાં જે જે વાતો કહે છે તે બધાં વહેવારમાં મૂકતાં તેમની સત્યતાની સાક્ષી તેઓ થાય.

મેં મારા મનને ફરીફરીને પ્રશ્ન કર્યો કે, કેટલાએક પાદરી સાહેબોએ કેમ બહાર પડીને આ દેશમાં **વિશ્વાસ-મિશનો** સ્થાપ્યાં નહિ હોય? ત્યારે પ્રભુએ મને કહ્યું કે, "બીજા કોઇ આવીને એ કામ કરે એવી ઇચ્છા કરવાને બદલે તમે તમારી પોતાનીજ મેળે એ કામ કરવાનું કેમ શરૂ કરતાં નથી? કોઇ પણ મુશ્કેલ કામ પોતે કરવાને બદલે બીજા કોઇ આવીને તે કામ તમારે સારૂ કરે એવી ઇચ્છા રાખવી, એ વાત કોઇ પણ વ્યક્તિને કેટલી સહેલી છે." આ "શાંત ઝીણી વાણી," જે મારા પ્રત્યે થઇ, તેથી મને બહુજ ઠપકો લાગ્યો.

હિન્દુસ્તાનમાં વિશ્વાસ-મિશનો છે, એવી ખબર મને તે વખત સુધી નહોતી પણ પછીથી મેં જાણ્યું કે આ દેશમાં પણ થોડાં વિશ્વાસ-મિશનો કામ કરે છે, અને તેમને ભયસૂચક મોટી દીવાદાંડીઓની માફક માફક અહીંતહીં સ્થાપન કરવાને માટે હું પ્રભુનો ઉપકાર માનું છું.

ઇ. સ. ૧૮૯૬ની સાલના પાછલા ભાગમાં જ્યારે આ દેશમાં મોટો દુકાળ પડયો, ત્યારે દૈહિક અને આત્મિક આશીર્વાદો માટે એકલા તેનાજ પર ભરોસો રાખી હું બહાર પડી, અને એક નવું કામ શરૂ કરવા હું પ્રભુથી દોરાવાઇ. હું મારા આખા અંત:કરણથી સાક્ષી આપું છું કે, પ્રભુ મને હમેશાં વિશ્વાસુ માલમ પડયો છે. "તમારો જે તેડ-

નાર તે વિશ્વાસુ છે" (૧ થેસ્સા. ૫; ૨૪). આ સોનેરી વચન ખ્રીસ્તના જીવન-રક્ત વડે મારા હૃદય પર લખાએલું છે. પ્રભુએ મારે માટે અગણિત મહાભારત કામો કર્યાં છે. હું તેની મમતાળુ માયાને લાયક નથી. ગી. શા. ૧૦૩; ૧૦માં લખેલી વાતની સત્યતા સંબંધી સાક્ષી આપું છું કે, "તે આપણાં પાપ પ્રમાણે આપણી સાથે વર્ત્યો નથી ને આપણા અન્યાયના પ્રમાણમાં આપણને બદલો વાળ્યો નથી."

પ્રભુ મને ગયાં સોળ વરસથી, અને તેમાંએ વળી ખાસ કરીને પાછલા દસકા દરમિઆન, કે જ્યારથી તેણે મુક્તિ મિશન હેયાતિમાં આણ્યું ત્યારથી શિખવતો આવ્યો છે; તેમાંનાં કેટલાંક વાનાં હું અહિં ટાંકુ છું:—

૧. "તારી વાટ જોનારને સારૂ જે (આશીર્વાદો) તેં તૈયાર કીધેલાં છે, તેને, ઓ દેવ, તારા સિવાય કોઇ માણસોએ આંખે જોયા નથી, અને કાને કરી સાંભળ્યા પણ નથી" (યશા. ૬૪; ૪); (મતલબ કે, તારણ પામેલાઓને સારૂ દેવના આશીર્વાદો બેહદ છે).

૨. "કેમકે દેવનાં જેટલાં વચનો તે બધાં ઇસુમાં હા તથા આમેન છે, એ માટે કે અમારાથી દેવનો મહિમા થાય" (૨ કરીં. ૧; ૨૦).

૩. "કેમકે દેવનાં કૃપાદાન તથા તેડું અવિચળ છે" (રૂમી. ૧૧; ૨૯).

૪. "મારો અવિશ્વાસ દેવના વિશ્વાસુપણાને નિરર્થક કરશે નહિ" (રૂમી. ૩; ૩).

૫. "યહોવાહનો મર્મ તેનાથી બિહીનારાંની પાસે છે, ને તે પોતાનો કરાર તેઓને જણાવશે" (ગી. શા. ૨૫; ૧૪).

૬. "તેના પુત્ર ઈસુનું લોહી આપણને સઘળાં પાપથી શુધ્ધ કરે છે" (૧ યોહા. ૧; ૭).

૭. "આ વાત વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે, **ખ્રીસ્ત ઇસુ પાપીઓને તારવાને જગતમાં આવ્યો,** તેઓમાં હું મુખ્ય છું" (૧ તીમો. ૧; ૧૫). ટુંકામાં, તારનાર તેના પવિત્ર આત્માની મારફતે શાસ્ત્રની વાતો અને તેના ચમત્કારિક કામોનાં મર્મો મને રોજ શિખવે છે. દેવની વાતો હું નિર્વિવાદ રીતે માનું છું, અને અનુભવથી મને માલમ પડ્યું છે કે તેઓ સત્ય છે. મારા અને મારાં જે છે તેઓ પ્રત્યેની તેની કૃપાને લીધે હું તેની સ્તુતિ કરૂં છું, અને ઉપકાર માનું છું.

પ્રભુએ જ્યારથી મને વિશ્વાસમાં આગળ પગલું ભરવાને તેડી, અને તે તેડાનો મેં સ્વીકાર કર્યો ત્યારથી મને બહુ આનંદ થાય છે. આત્મિક જીવન, શારીરિક તંદુરસ્તી, સલાહ, ખોરાક, પાણી, વસ્ત્ર અને જિંદગીની દરેક જરૂરીઆતો એ સર્વને માટે કેવળ તેનાજ ઉપર હું આધાર રાખું છું. ટુંકામાં, ફિલિ. ૪; ૬, ૧૯માં તેમજ પવિત્ર શાસ્ત્રમાં

બીજી જગ્યાઓએ લખેલાં પ્રભુનાં સર્વ વચનો અજમાવી જોતાં તેઓ સત્ય, ઉત્તમોત્તમ રીતે આશીર્વાદિત છે. "કશાની ચિંતા ન કરો; સર્વ વિષે પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકારસ્તુતિસહિત તમારી અરજીઓ દેવને જણાવો" (ફિલી. ૪; ૬).

"હું યહોવાહ તારો દેવ છું, કે જે તને મિસરમાંથી-- પાપની ગુલામીમાંથી—કાઢી લાવ્યો; તારૂં મોં ઉઘાડ ને હું તે ભરીશ" (ગી. શા. ૮૧; ૧૦).

"માણસનો ભરોસો રાખવા કરતાં યહોવાહ પર આધાર રાખવો સારો છે, રાજાઓનો ભરોસો રાખવા કરતાં યહોવાહ પર આધાર રાખવો સારો છે" (ગી. શા. ૧૧૮; ૮, ૯).

મારો બધો બોજો પ્રભુ ઉપર નાખી દેવાથી હું સર્વ સંતાપથી વિરક્ત છું. કન્યાઓ તથા વિધવાઓ મળીને ૧૫૦૦ ઉપરાંતની અહિં વસ્તી છે. અમે ધનવાન નથી, મોટાં નથી, પણ અમે સુખી છીએ; કારણકે અમને અમારી રોજની રોટલી બારોબાર અમારા સ્વર્ગવાસી બાપના પ્રેમી હાથથી મળે છે; રોજની જરૂર ઉપરાંત એક પૈસો અમારી પાસે વધતો નથી, કોઇ બેંક ખાતે પૈસા નથી, દુનિઆ તરફથી મળતી મિલ્કત કે થતી આવક નથી, પણ અમે અમારો સર્વ આધાર પ્રભુ બાપ—ઇસુ ખ્રીસ્ત—ઉપર રાખીએ છીએ; કોઇ તરફથી બિહીવાનું, કાંઇ પણ ગુમાવી બેસવાનું અને કશાને માટે શોચવાનું અમને કારણ નથી, કેમકે **પ્રભુ ઇસુ અમારો "અખૂટ ખજાનો" છે.**

"સનાતન દેવ તારૂં રહેઠાણ છે, ને તારી નીચે અનંત ભુજો છે" (પુન. ૩૩; ૨૭).

અમે તેના હાથમાં નિર્ભયપણે રહીએ છીએ, અને તે અમારી સાથેના તેના સઘળા વહેવારમાં પ્રેમી તથા વિશ્વાસુ છે. આવા બાપ—ઇસુ ખ્રીસ્ત—તરફ મને જે આભારની લાગણી થાય છે, તેમજ તેના ઉપકારીપણાથી જે આનંદ મારામાં ઉભરાય છે, તેનું વર્ણન શબ્દ વડે હું શી રીતે કરી શકું?

"હે મારા આત્મા યહોવાહને સ્તુત્ય માન, અને મારા આખા અંતઃકરણ, તેના પવિત્ર નામને સ્તુત્ય માન. રે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન, ને તેના સર્વ ઉપકારો તું ભૂલી ન જા. **તે તારાં સઘળાં પાપ માફ કરે છે, ને તારા સર્વ રોગ મટાડે છે. તે તારો જીવ નાશથી બચાવે છે. ને તને કૃપા તથા રહેમનો મુગટ પહેરાવે છે.** તે ઉત્તમ વસ્તુથી તારા મુખને તૃપ્ત કરે છે, અને ગરૂડના જેવી તારી જુવાની તાજી કરે છે" (ગી. શા. ૧૦૩; ૧-૫).

## પ્રકરણ સાતમું.

ઓગણીસ વરસ ઉપર આજ જુલાઈ માસમાં કેટલાએક ભલા મિત્રો કે જે હિન્દુસ્તાનની સ્ત્રીઓના હિત ઈચ્છનારા હતા, તેઓ તરફથી મને મળેલા આમંત્રણના સ્વીકારમાં હું ફિલાડેલ્ફીઆથી ઉપડી સાનફ્રાન્સિસ્કો શહેર ગઈ. અહિં હું ચાર મહિના કરતાં વધારે વખત રહી; પછીથી જાપાન, અને ચીનદેશના રસ્તે મુંબઇ આવવા મેં "સોનેરી દરવાજા" એટલે સાનફ્રાન્સિસ્કોથી મારી સફર શરૂ કરી.

પરમ ઉપકારી પ્રભુએ મને અમેરિકામાં વિશ્વાસુ અને સાચા મિત્રો આપ્યા, કે જેઓએ મને મારા કામમાં મદદ કરવાનું વચન આપ્યું. શરૂઆતમાં મારો વિચાર કેળવણી આપવાનોજ હતો અને મારી નિશાળમાં ભણતી વિદ્યાર્થીઓને ધર્મ પાળવાની છુટ આપવાનો હતો. મુંબઈથી ઉતર્યા પછી તરતજ વિધવાશ્રમ ખોલવો, એ ઇરાદાથી તેને માટે મેં બધી યોજના ઘડી કાઢી હતી.

હવે સાનફ્રાન્સિસ્કોથી ઉપડવાનો દિવસ આવી પહોંચ્યો. મને તો લાગ્યું કે, હું કોઇ અજાણ્યા દેશ ને અજાણ્યા લોકો મધ્યે જાઉં છું. મારી આગળનું મને સર્વ અંધકારમય જણાવા લાગ્યું, મેં ઘૂંટણીએ પડીને આપણા સ્વર્ગવાસી બાપની માયાળુ સંભાળ નીચે પોતાને સોંપી, અને મારી દરિયાઈ સફર મેં શરૂ કરી.

તે વખતે મારી ધર્મભાવના એટલી તો અચોકસ હતી કે, મરણ પછી હું સ્વર્ગમાં જઈશ કે નરકમાં, તેની મને સંપૂર્ણ ખાતરી ન હતી. થોડાજ વખત પર સાનફ્રાન્સિસ્કોની નજીક થએલા ધરતીકંપથી જે મહાન વિપત્તિ આવી પડી, અને ચીનમાં આવેલા હોંગકોંગ બંદરના બારામાં મનુષ્યજીવનની જે મોટી ખરાબી થઈ તે ખબર જ્યારે મેં સાંભળી ત્યારે મને કેવી લાગણી થઇ તેનું વર્ણન હું કરી શકતી નથી. આ બધાં વરસોમાં કે જે વખતે હું પ્રભુને મળવાને તૈયાર ન હતી, તે વખતે મને જીવતી રાખવા માટે ભયંકર ધરતીકંપ અને ત્રાસદાયક તોફાનો નહિ મોકલવા માટે મેં પ્રભુનો કેટલો બધો આભાર માન્યો. આ બંને સ્થળોમાં રહેતા લોકો તરફ હું ઉંડી દિલસોજી ધરાવું છું; હું પ્રભુની પ્રાર્થના કરૂં છું કે, સાનફ્રાન્સિસ્કો અને હોંગકોંગમાંની બાકી જીવતી રહેલી વસ્તીમાંના દરેકનો તે બચાવ કરે.

સાનફ્રાન્સિસ્કોથી ઉપડતાં અને મુંબઇના કિનારે ઉતરતાં મેં મારા મનમાં એવો ઠરાવ કર્યો હતો કે, જો મારા આશ્રમનાં વિદ્યાર્થીઓને સીધેસીધી રીતે ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ આપવામાં ન આવે, તોપણ હું દરરોજ તેમની આગળ પવિત્ર શાસ્ત્ર મોટેથી વાંચીશ, અને ખ્રીસ્તના નામમાં એકલા સાચા દેવની પ્રાર્થના કરીશ કે જેથી કરીને મારા સ્વદેશની

બાકિ સ્ત્રીઓ તે જોઇને, અને સાંભળીને, સત્ય ધર્મ અને તારણોપાય વિષે પૂછપરછ કરવાને દોરાય.

અઢારથી સહેજ વધારે વરસ ઉપર જ્યારે મેં મારૂં કામ શરૂ કર્યું, ત્યારે બહારથી ભણવા આવતી મારી નિશાળમાં કેવળ બેજ વિદ્યાર્થીઓ હતી. કોઇને ખ્રીસ્તી થવાનો આગ્રહ કરવામાં આવતો નહિ, કે કોઇને પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવાની ફરજ પાડવામાં આવતી નહિ; પણ લાયબ્રેરીમાં પવિત્ર શાસ્ત્ર બીજા ધર્મશાસ્ત્રોની સાથે મૂકવામાં આવ્યું હતું. ખરા પ્રભુની બલાઈ વિષે રોજની સાક્ષીએ ઘણાં અંતઃકરણોમાં નવીન વિચારો જાગૃત કર્યા.

નિશાળ તરીકેની અમારી હૈયાતિને દસ વરસ થયા બાદ અમારા બંધારણમાં સહેજસાજ ફેરફાર થયો તે વખતથી નિશાળમાં દાખલ થતી દરેક વિદ્યાર્થી ખ્રીસ્તી ધર્મની કેળવણી લેવી કે નહિ એ વાત સંપૂર્ણ રીતે તેમના અંતઃકરણના સૂચવ્યા મુજબ તેમના પોતા ઉપરજ મૂકી, છતાં તેઓ પોતાની રાજીખુશીથી તે કેળવણી લે છે.

જ્યારથી કન્યાઓ અને સ્ત્રીઓ માટે મારા આશ્રમના દરવાજા ખુલ્લા મૂકવામાં આવ્યા છે, ત્યારથી અહિં આવેલામાંથી સેંકડો જણને મારીજ માફક ઈસુ ખ્રીસ્ત જડયો છે. તેઓ સર્વ પોતેજ પોતાને માટે વિચાર કરવા શક્તિવાન થએલાં છે. જીવતા દેવની વાતો વાંચવાથી તેમની આત્મિક આંખો ઉઘડી ગઈ, અને તેઓમાંથી ઘણાં પ્રભુના માન—મહિમામાં ખરી રીતે બદલાઈને તારણ પામ્યાં છે. મારી સેંકડો બહેનો, મારાં પ્રેમ અને પ્રાર્થનાનાં છોકરાંઓને ખરી રીતે તારણ પામેલાં જોવા દેવાથી હું પ્રભુનો મોટો ઉપકાર માનું છું. સર્વ દેશોમાંના તેના હજારો વિશ્વાસુ સેવકો, કે જેઓ અમ દરેકને માટે નિરંતર પ્રાર્થના કર્યા કરે છે, તેઓની વિશ્વાસથી કરેલી પ્રાર્થનાઓના જવાબમાં આ બધું દેવથી થએલું છે.

ઈ. સ. ૧૯૦૫ની શરૂઆતમાં એક ખાસ પ્રાર્થના-મંડળની શરૂઆત કરવાને હું પ્રભુથી દોરાવાઈ. અમે લગભગ ૭૦ જણ આ ખાસ પ્રાર્થના-મંડળમાં હતાં. હિન્દુસ્તાન અને બીજા દેશોમાંના સર્વ ખ્રીસ્તી માણસોના મનના ખરા બદલાણ માટે પવિત્ર આત્માની પુષ્કળ વૃષ્ટિ થાય એ માટે અમે રોજ સવારે પ્રાર્થના કરતાં હતાં. અમે પ્રાર્થના કરવાનું શરૂ કર્યું ત્યારથી છ મહિનામાં પ્રભુએ તેની કૃપાથી અમારી મધ્યે અને આ દેશની બીજી નિશાળો તથા મંડળીઓ મધ્યે પવિત્ર આત્માની ધર્મજાગૃતિ મોકલી. આનું પરિણામ બહુજ સંતોષકારક નીવડયું છે, કારણ કે અમારી છોડીઓમાંથી સેંકડો છોડીઓ અને છોકરાઓમાંથી કેટલાક છોકરાઓ ખરેખરી રીતે તારણ પામ્યાં છે, અને

તેઓમાંના ઘણાં પ્રભુની સેવા કરે છે; અને ઘર આગળ તથા બીજી જગ્યાઓમાં ઇસુ ખ્રીસ્તની સાક્ષી આપે છે.

પ્રભુ કહે છે કે, "મારૂં પારખું તો લઇ જુઓ" એ (માલાખી ૩; ૧૦) માં બતાવ્યા મુજબ પ્રભુના દાવાનો મેં પ્રત્યુત્તર વાળ્યો છે, અને તે મને ખરેખર વિશ્વાસુ અને સાચો માલમ પડયો છે. હું જાણું છું કે, તે પ્રાર્થના સાંભળનાર અને તેના જવાબ આપનાર દેવ છે. "મારા લોકો કદી લજ્જિત થશે નહિ" (યોએલ ૨; ૨૭) આ અને બીજાં હજારો તેનાં વચનો સત્ય છે, હા, તેનાં સર્વ વચનો સત્ય છે. મારા વાંચકો, હું તમારી વિનંતી કરૂં છું કે તમે પણ મારી માફક તેનું પારખું લઇ જુઓ.

"ચાખો ને જુઓ કે યહોવાહ—ઇસુ ખ્રીસ્ત—ઉત્તમ છે; જે માણસ તેના પર ભરોસો રાખે છે તેને ધન્ય છે. યહોવાહના સંતો, તેનાથી બિહો; કેમકે તેનાથી બિહીનારાંને કંઇ ખોટ નથી. સિંહનાં બચ્ચાંને તંગી પડે છે ને ભુખ વેઠવી પડે છે; પણ જેઓ યહોવાહને શોધે છે, તેઓને કોઈ પણ સારા વાનાની અછત પડશે નહિ" (ગીતશાસ્ત્ર ૩૪; ૮-૧૦).

"યહોવાહનો આભાર માનો કેમકે તે ઉત્તમ છે, ને તેની કૃપા સદાકાળ ટકે છે. એ પ્રમાણે યહોવાહના ખંડી લીધેલાએ બોલવું, એટલે જેઓને તેણે શત્રુના હાથમાંથી ખંડી લીધા; ને દેશોદેશથી એટલે પુર્વથી તથા પશ્ચિમથી, ઉત્તરથી તથા દક્ષિણથી, તેઓને એકઠા કીધા. અરણ્યમાં તેઓ ઉજ્જડમાર્ગે ભટકયા, તેઓને વસવાનું શહેર મળ્યું નહિ. ભૂખ્યા તથા તરસ્યા થવાથી તેઓના પ્રાણ આકુળવ્યાકુળ થયા. પોતાના સંકટમાં તેઓએ યહોવાહને પોકાર્યો, ને તેણે તેઓને દુ:ખમાંથી છોડાવ્યા. અને તેણે તેઓને સીધે માર્ગે દોર્યા કે તેઓ વસવાલાયક નગર પહોંચે, આ તેની કૃપા તથા માણસજાતને સારૂ તેનાં આશ્ચર્યકારક કૃત્યો ધ્યાનમાં રાખી માણસો યહોવાહની સ્તુતિ કરે તો કેવું સારૂં! કેમકે **તરસ્યા જીવને તે સંતુષ્ટ કરે છે, ને ભૂખ્યા આત્માને ઉત્તમ વસ્તુથી તૃપ્ત કરે છે"** (ગીતશાસ્ત્ર ૧૦૭; ૧-૯).

ઉપર લખેલાં પવિત્ર શાસ્ત્રનાં મુલ્યવાન વચનો મારામાં અને મારાં જે છે તેઓમાં અક્ષરેઅક્ષર પુરાં કરવામાં આવ્યાં છે. હું પ્રભુની સ્તુતિ કરૂં છું, કેમકે તેણે અમારે માટે મહાભારત કામો કર્યાં છે. હાલેલુયા, આમેન.

મારા આત્માનું તારણ થયું ત્યારથી હું જે સર્વથી ઉત્તમ સત્યતા શીખી તે એ કે, **પ્રભુ ઈસુ ખ્રીસ્તનું બીજી વારનું આવવું.** પવિત્ર શાસ્ત્રમાં બતાવ્યા મુજબ હું ખરી રીતે માનું છું કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત વહેલો આવે છે, તે અવશ્ય આવશેજ, અને વિલંબ કરશે નહિ. છેલ્લા દશકાના વખતમાંની નિશાનીઓએ મને તેની રાહ જોવાનું શિખવ્યું છે.

તેના ખંડી લીધેલાઓને તેની સાથે થવા માટેની આપણા તારનારની બીજી વાર પ્રગટ થવાની આશા, મને મારી ખ્રીસ્તી તરીકેની જિંદગીમાં મોટી મદદકર્તા થઈ પડે છે. તેના આવવા સંબંધીના મોટા વચન માટે, તેમજ જાગતા રહીને પ્રાર્થના કરો એવી તેની સલાહ માટે, હું પ્રભુની સ્તુતિ કરૂં છું.

ઈસુ ખ્રીસ્ત કહે છે કે, "માટે જાગતા રહો, કેમકે તમારો પ્રભુ કઇ ઘડીએ આવશે એ તમે જાણતા નથી" (માત્થી ૨૪; ૪૨).

"સાવધાન રહો, જાગતા રહીને પ્રાર્થના કરો; કેમકે સમય ક્યારે આવશે તે તમે જાણતા નથી" (માર્ક ૧૩; ૩૩).

એક દિવસ જેવી હું મારા સાંજના કામ પર ચઢવાને માટે તૈયાર થતી હતી તેવામાંજ મારા સાથી કામદારમાંથી એક જણ ઑફીસના બારણામાં આવી ઉભો, અને તેની પાછળ પૂના જિલ્લાના મહે. કલેકટર સાહેબ પણ આવી ઉભા. તેઓએ મને કહ્યું કે, મુંબઇના નામદાર ગવર્નર સાહેબ તમારા આશ્રમની મુલાકાત લેવા સારૂ આવેલા છે. હું એકાએક વિસ્મય પામી, કારણ કે મેં એવું કદી પણ ધાર્યું ન હતું કે, આવી એક કોઇ પણ જાણીતા માર્ગથી દૂર પડેલી, અને કોઇ પણ પ્રકારની મગરૂબી નહિ ધરાવતી સંસ્થા, કે જેણે કઇ પણ મોટાં કામ કરી પ્રખ્યાતિ મેળવી ન હતી, તેમજ દેશના મોટા માણસોની પ્રીતિ મેળવવા સારૂ કંઈ પણ પ્રયાસ કર્યો ન હતો, તેની મુલાકાત લેવા નામદાર ગવર્નર સાહેબ કદી પણ આવે. થોડીજ પળમાં નામદાર ગવર્નર સાહેબને જો કે તેઓ એક મોટા અને ગૌરવી માણસ હતા, તેમ છતાં તેમને તેમની સાદી અને અકૃત્રિમ રીતભાતમાં જોતાં મારી વિસ્મયતા અલોપ થઇ, અને મને સંપૂર્ણ આનંદ થયો.

આ ઈલાકાના સૌથી મોટામાં મોટા માણસ જે કોઇ તેમના રસ્તામાં મળે તે દરેકનો તેઓ પ્રેમથી આદરસત્કાર કરી આગળ ચાલતા, અને અહિંની દરેક નાની મોટીબાબતો વિષે ભાવથી પૂછ-પરછ કરી જોવાથી તેમનું મન રંજન થતું હતું. અહિં જે જે કંઇ થતું હતું તે તે સંબંધી તેઓ પૂરેપૂરા વાકેફગાર હોય એમ જણાયું. મિશનના દરેક નાનામોટા ભાગો તપાસ્યા પછી તેઓ અમને છેલ્લી સલામ કરી જતા રહ્યા. આ બનાવ એક બહુજ અજાયબ અને આનંદજનક હતો. અમારા પ્રત્યેની મુલાકાત અને માયા—ભાવ અમે કદી પણ ભૂલી જઇશું નહિ.

આ તેમની અણધારી મુલાકાત વિષે અમે અજાણ હોવાથી તેમને મળવાની અમે કંઈજ તૈયારી કરી રાખી નહોતી; તેથી અમે જે હાલતમાં

હતાં તેજ હાલતમાં તેઓએ અમને જોયાં; કેટલાંએક આમતેમ ફરતાં, કેટલાંએક પોતપોતાનું કામ બરાબર કરતાં, કેટલાંએક ભોંયતળીયું વાળતાં, કેટલાંએક આળસુની માફક જ્યાં હતાં ત્યાંજ બેસી રહ્યાં અને કેટલાંએક ઘરનાં બીજાં કામકાજ કરતાં હતાં. વળી કેટલાંએકે સ્વચ્છ કપડાં પહેરેલાં હતાં, ત્યારે કેટલાંએક તો ફાટાંતૂટાં કપડાં પહેરેલાં ને વાળ પણ વાળ્યા વગરનાં હતાં. કેટલાંકે ઉદ્યોગી થઇ પોતાનાં મન પોતાનાં લેશનો કરવામાં અને બીજા કામધંધામાં પૂરી રીતે પરોવ્યાં હતાં, ત્યારે કેટલાંક આળસુ થઈ અચોક્કસ વિચારનાં બની હવામાંજ જોઇ રહ્યાં હતાં!!

આ પ્રમાણે એકાએક વિસ્મિત થવાથી માણસને કોઈ વાર ફાયદો થાય છે. ગવર્નર સાહેબ અહિં પધાર્યા તે દરમિયાન અને તેઓ જ્યારે અમારા મન પર એક બહુજ ખુશકારક છાપ પાડીને ગયા, ત્યાર પછી મારા મનમાં એક મોટો વિચાર આવ્યો કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત એક દિવસે એજ પ્રમાણે આવશે, અને આપણામાંનાં જેઓ તેને મળવા માટે તૈયાર હોઇશું તેઓ તેની સાથે થવા માટે હવામાં ચઢી જવાનો આનંદ અનુભવીશું. જેથી આપણામાં ભય રહે અથવા જે શેતાનના તાબાનું છે તે કંઇ પણ આપણામાં ન હોય તો કેવું સારૂં! જો આપણે આપણા ધન્ય તારનારની સાથે કહી શકીએ છીએ કે "આ જગતનો અધિકારી (શેતાન) આવે છે, અને મારામાં કંઇ (તેનો ભાગ) નથી" તો કેવું સારૂં!

"દેવની કૃપા જે સઘળાં માણસોને સારૂ તારણ લાવે છે, તે પ્રગટ થઇ છે; તે આપણને શિખવે છે કે, અભક્તિ તથા દૈહિક વિષયોને નકારીને બુદ્ધિથી તથા ન્યાયીપણાથી તથ સુભક્તિથી હાલના જમાનામાં વર્તવું; અને ધન્ય આશાપ્રપ્તિની ને મોટા દેવ તથા આપણા તારનાર ઇસુ ખ્રીસ્તના મહિમાના પ્રગટ થવાની વાટ જોવી; તેણે પોતાને આપણે સારૂ આપ્યો એ માટે કે સર્વ અન્યાયથી તે આપણને છોડાવી લે, ને પોતાને સારૂ ખાસ લોક તથા સર્વ સારાં કામ વિષે આસ્થિક એવા આપણને કરે" (તીતસ ૨; ૧૧-૧૪).

"અને તમે પોતા વિષે સાવધાન રહો; રખે કદાપિ અતિશય ખાધાથી તથા પીધાથી તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થાય, ને તે દિવસ તમારા પર ફાંદાની પેઠે ઓચિંતો આવી પડે, કેમકે તે દિવસ આખી પૃથ્વી ઉપરના સર્વ વસનારા પર એમજ આવી પડશે, પણ હરવખત જાગતા રહો, ને વિનંતી કરો, કે આ બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઉભા રહેવાને તમે પ્રબળ થાઓ" (લુક ૨૧; ૩૪-૩૬).

મારે માટે પ્રભુએ જે સર્વ કર્યું છે, તેમાંથી જો મારી સત્તા પહોંચે એટલું લખવા બેસું તો તે પુસ્તક કોઇ પણ માણસને વાંચવા માટે ઘણું મોટું થાય, તેથી મેં મારા આત્મિક અનુભવોનો હેવાલ જેટલો બની શકે તેટલો ટુંકો કરવા પ્રયત્ન કર્યો છે. મારા પ્રત્યેના પ્રભુના ઉપકારીપણાની સાક્ષી આપી શકવા માટે હું પ્રભુનો ઉપકાર માનતાં ખુશી થઉં છું. મારા દેશજનો—સ્ત્રીપુરૂષો વગેરે—ની મોટી આત્મિક જરૂરીઆતો મારા વાંચકો બરાબર રીતે ભાગ્યેજ સમજી શકશે. આ દેશના લોકો પાપમાં ડુબેલા અને ઘોર અંધકારમાં બેઠેલા છે. પ્રકાશનો બાપ—પ્રભુ ઇસુ ખ્રીસ્ત—તેના પસંદ કરેલા (ઉપદેશકો)ની મારફતે તેઓ પર અજવાળું અને જીવન મોકલો. ઇસુ ખ્રીસ્ત અને તેણે કરેલા મોટા તારણ વિષે તેઓને પુષ્કળતાથી સાક્ષી આપવી એ આપણે માટે અતિ અગત્યનું છે.

વહાલાં ભાઇબહેનો, જો તમારામાંનાં કોઇને આ મારી સાક્ષી સાંભળવાનો કે વાંચવાનો પ્રસંગ મળે, તો તમને મારી ખાસ વિનંતી છે કે તમે સ્વદેશીઓને ઇસુ ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવાની પોતાની ખાસ ફરજ બરાબર રીતે સમજો, કે જેથી તેઓમાંનાં દરેક પોતાની ભુંડાઇ અને મૂર્તિઓથી ઇસુ ખ્રીસ્તના પવિત્ર લોહી વડે ધોવાઇને શુદ્ધ થાય, ને તેઓને તારણનો ખરો રસ્તો જડે.

મારા વાંચકોમાંથી હજુ સુધી જેઓ તારણ પામ્યા નથી તેઓને માટે મારી પ્રાર્થના છે કે તેઓ આપણા અનન્ય તારનાર ઇસુ ખ્રીસ્તને પોતાના આત્માની મુક્તિને માટે શોધે અને તે તેઓને જડે.

"આપણું પ્રજાપણું આકાશમાં છે, ત્યાંથી પણ આપણે તારનાર એટલે પ્રભુ ઇસુ ખ્રીસ્તની રાહ જોઇએ" (ફિલિ. ૩; ૨૦).

**"જેણે આપણા પર પ્રેમ કીધો, ને પોતાના લોહી વડે આપણને આપણાં પાપથી ધોયા;** ને દેવ એટલે પોતાના બાપને સારૂ આપણને રાજાઓ તથા યાજકો કીધા, તેને મહિમા તથા અધિકાર સદા સર્વકાળ સુધી થાઓ; આમેન" (પ્રક. ૧; ૫, ૬).

**મુક્તિ, કેડગાંવ, ) રમાબાઇ.**
**પુના જિલ્લો. )**

"ઈસુએ........તેઓને કહ્યું કે, હું તમને ખચિત ખચિત કહું છું કે......હું બારણું છું, મારાથી જો કોઇ પેસે તો તે ઉદ્ધાર પામશે" (યોહા. ૧૦; ૭-૯).

"પ્રભુ ઈસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર, એટલે પોતાના ઘરનાં સુદ્ધાં તું તારણ પામશે" (પ્રે. કૃ. ૧૬; ૩૧).

"હું તમને ખચિત ખચિત કહું છું કે, જે વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે" (યોહા. ૬; ૪૭).

"હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; ને તે અપરાધી નહિ ઠરશે, પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે" (યોહા. ૫; ૨૪).

"લેખો પ્રમાણે ઇસુ ખ્રીસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો; ને લેખો પ્રમાણે તે દટાયો, ને ત્રીજે દહાડે ઉઠ્યો તે મેં તમને સોંપી દીધું" (૧ કરીં. ૧૫; ૩, ૪).